# માનસિંહ અને અભેસિંહ.



જોધપૂરની ગાદીએ એક વેળા અજીતસિંહ કરીને માહા ધર્મી રાજા થઇ ગયો. તે ધર્માધર્મી રીતે રાજ્ય કરતો હતો, અને કાંઇ અન્યાયની વાત કાને ધરતો નહીં. તેને પદ્માવતી બહુ, શાણી, રૂપાળી રાણી હતી, ને તે જાતે સતી શીરોમણી હતી. તેને પેટે બે કુંવરો હતા. મોટાનું નામ માનસિંહ ને નાહાનાનું નામ અભેસિંહ હતું. માનસિંહ બાર ચોદ વરસનો હતો ને અભેસિંહ દસ બાર વરસનો હતો. કુંવરો પણ બહુ ગુણવાન ને શૂરા હતા. ને તેઓ નિતિને આધિન રહેતા હતા. રાજાની કચેરી દર રોજ દરબારગઢમાં ભરાતી હતી. જ્યાં મોટા મોટા અમિર, ઉમરાવ, સામંત, પટાવત, વિગેરે દરબારી આદમીઓ ભરાતા હતા. તેમની સાથે રાજા રોજ સંકેત કરી રાજ્ય નિતિ ચલાવતો ને સારો દીવસ દેશની મેહેસુલનો હીસાબ કીતાબ તપાસવામાં તથા ઇનસાફના કામમાં કહાડતો હતો. શેહેરમાં એક ફુલવાડી હતી, જ્યાં મોગરા, જાઇ, જુઇ, ગુલાબ, ગુલબાશ, વિગેરે શુગંધી ફુલની ફુલ વાડીઓ, તેમજ કેલાં, નાળીએરી, આંબા, ફોફલીઓ, વિગેરે ફળોના ઝાડોની હારો લાગેલી હતી. તેમાં એક બંગલો હતો ને તેની સન્મુખ એક વિશાળ તળાવ હતું. કુંવરોની કચેરી રોજ આ ફુલવાડીના બંગલામાં ભરાતી; જ્યાં અમિર, ઉમરાવ, સામંત, વિગેરેનાં જુવાન સરખે સરખા

છોકરા આવી બેસતા હતા. ત્યાં ગવૈઆઓના ગાનતાન ને કવિઓની કવિતા સાંભળી આખો દીવસ ગુજારતા હતા. અને ભાટ લોકો રાજનિતિની વારતા કરીને મોટા અધિકારનો ઉપદેશ દેતા.

એમ કરતાં ઘણા દીવસ નિકળી ગયા છે. ને એક દીવસે રાજકુંવરો ફુલ વાડીમાં બેઠા છે. કશુંબો પાણી ઘોળી તૈયાર કર્યાં છે. પરંતુ તેમના સમાણીયા મીરજાદામાંથી કોઈ આવ્યે નથી; ને થોડી બુદ્ધિનાં ચાકર લોકજ હાજર છે. તેવારે નાહના ભાઈએ મોટાને કહ્યું કે "આપણી સાથે માત્ર ચાકર લોકજ હાજર છે. એટલે આપણે કશુંબો પીવો નહીં:

ઓછા મર્દકી સોબતે, માન મર્દકા જાય,
લોકવા ચરચા કરે, ઉલટા ભરમ ગુમાય:
ન ચલ્યૈ ઉનકી હાડીએ, હુરમત અપની જાય,
ના જાયે ઉનકી વારે, કહેત્ય કવી કાહન.
ભુલ મત જાઈઓ ભાઈ, માન મર્દકા જાય,
સોબતે ઓછા નરકી, ઇત્યાદિ.*

માટે આપણે થોડીવાર જાળવીએ કે આપણાં સોબતીઓ આવે ને તેમની સાથે બેસી પીજ્યે."

મેમાનોને માન, દીલભર દીધાં નહીં,
એ મંદર નહીં મસાણ, સાચું સોરઠચો ભણે.
કરમાં પેહેરે કડાં, કર ઉપર કર કરે નહીં,
ઇ માનવ નહીં પણ મડાં, સાચું સોરઠચો ભણે.
સફરાં પેહેરે શુત, ઓઢે પણ આપે નહીં,
તે ગણવા તાબુત, સાચુ સોરઠચો ભણે.*

---

* આ ચારણ લોકનાં કવત છે.

એટલે બંન્ને જણ ઊંચે બંગલે બેઠા; ને બંગલેથી છેલ્લે ઝરૂખે જઇ બેઠા. હવે શેહેરના નગરશેઠ ઝવેરીશાહના દીકરાની વહુ ઝીણા પદ્મની નવાંસવાં આણે આવ્યાં છે, તેમને સાહેલીઓ રોજ મળવા આવે છે. એક દીવસ એક સાહેલી બોલી "બેન! તમેં ઘણાદી થયાં આવ્યાં છું, પણ શેહેર તો તમે કંઇ જોયું નથીઃ એક ખુણે પડી રહ્યાં છું, નથી બજાર જોઇ કે નથી પણીયારે આવ્યાં. મોટા ઘરમાં જન્મ થયો તો તમે તો બંધીખાનેજ પડ્યાં શું? ચાલો આપણે સાથે પાણી ભરવા જઇએ." કે સાસુની શિખ લઇ સાહેલીયો સાથ પાણી ભરવાને ઝીંણા પદ્માની નિકળ્યાં. સોળે શણગાર સજી, બની ઠણી. ઝીંણા પદ્મની માથે બેડલું લઇ દસ વીસ સાહેલીઓ સાથે ધરામરા પાણી ભરવા આવેછે. રૂપ અત્યંત છે, તેમાં સુંના રૂપાનાં ઘરેણાં પેહેર્યાં છે, સરખે સરખી સાહેલીયો હાસ્ય વિનોદ કરતી જાય છે. ઝીંણા પદ્મની હળવે હળવે પગલાં ભરે છે, ઝાંઝર ઝમકાર થઇ રહ્યો છે, ને હસતે મોઢે મલકાતાં મલકાતાં ચાલે છે. વળી મોટા ઘરનાં. માટે નિચેથી ઊંચું ન જોતાં કુંવરોની બેઠકની કાંઇ ખબર વિનાં સામેના તળાવ ઉપર જાય છે. તેની ચાલ જોઇને માનસિંહ મોહ પામી ગયો, એટલે નાહાના ભાઇને બોલાવ્યો કે "આ સ્ત્રી શું ખુબસુરત છે? તેના સ્વરૂપમાં કાંઇ મના નથી. આવું રાજ દરબારમાં પણ હશે નહીં, કોઇ દેવરૂપજ છે તો!" ત્યારે નાહાનો બોલ્યો "ભાઇ પરસ્ત્રી વિશે આજે આટલું બધું કેમ બોલો છો? તમને જ્યારે આવું બુરૂ ભાસે, ત્યારે જોધપુરની ગાદીએ બુરૂ થવાનું હતું, તે થયું. કે તમે હીંદવા શાળગરામ કેહેવાઓ, જોધપુરના તીલાત કેહેવાઓ, અજીતસિંહ રાઠોડના કુંવર, તે નિતિ કેમ ભુલી જાય? રૈયત તો આપણી પુત્ર પુત્રાદિક થાય. આવી બુધ્ધી તમને કોઇ દી આવી નથી, ને આજ આવી

તેથી ખચ્ચિત કાંઈ બુરૂ થનાર હશે તે થયું." આવું વચન નાહાના ભાઈએ કહ્યું તેથી મોટો મુંગો રહ્યો. પણ ઝીંણા પદ્મનીની ખુબ સુરતી તેનાં મનમાં ખુંચી રહી છે; ને તળાવ ઉપરને તળાવ ઉપરજ જ્યાં તે પાણી ભરે છે ત્યાં નજર ઠરી રહી છેઃ

પ્રીત છુપાઈ ન છુપે, જ્યું ત્યું હોત પ્રકાશ,
દાબી દુબી ક્યું રહે, કસ્તુરીકી બાસ ;
પ્રીત છુપાઈ ન છુપે, અંતર દીલકો હેત,
મુખશે ગાળી દેત હે, ઔર નૈન બલૈયાં લેત.

કોઈ કે ચીતમે હૈ ધરણીધર, કોઈ કે ચીતમે શંકર દાતાર,
કોઈ કે ચીતમે દેવ નીરંજન, કોઈ કે ચીતમે સરસ્વતી માતા ;
કોઈ કે ચીતમે ગૌરીકો નંદન, કોઈ કે ચીતમે ભૈરવ રાતા
મેરેહી ચીતમે મીત્ર બસે, મીત્ર કે ચંતકી જાણે બીધાતા!

એવું ધ્યાન લાગ્યું છે ત્યારે બીજી વાર બોલ્યો. "એ ભાઈ અભેસિંહ ! આવી સ્ત્રી કોઈ વાર આવતી નથી, આજજ આવી, તે એની પરીક્ષા આપણે જોઈએ કે જેવું રૂપ છે તેવું શ્યાણપણ પણ છે કે નહીં. એને તો માલમ થાય કે રાજાનાં કુંવરો મેહેલમાં બેઠા છે. ને પછી આપણું શ્યાણપણ વખાણે." ત્યારે નાહનો બોલ્યો "ભાઈ પરસ્ત્રીનાં વખાણ શા કામના? માટે મારૂં વાર્યુ કરો તો ઠીક. એ તો બુરૂ થાય છે હો? ને રૈયતના મનમાં માઠું લાગશે હો?" ત્યારે મોટો ભાઈ પાછો બોલ્યો કે "મારે રૈયત સામે તો કડવી નજર કરવી નથીજ. માત્ર હાસ્ય વિનોદથી તમાસો જોવો છે." ત્યારે નાહાનાએ વળી જવાબ આપ્યો કે "સારા માણસે પારકી ઠેકડી કરવી નહીં. કરે તો તેમાં વિનાશ છે, તો વળી આ તો પારકી સ્ત્રી તો તેમાં કેટલુ હિણું લાગશે?" એવી એવી બે

ભાઈઓ વાતો કરે છે. એટલામાં પેલી સ્ત્રિઓએ પાણી ભરવા બેડાં નીચે ઉતાર્યાં ને તેને અજવાળીને પાણી ભર્યું. પછી બેડાં માથા ઉપર લીધાં, સૌ કોઈએ હારે હારે ચાલવા માંડ્યું, ઝીણા પદ્મીની સૌની પાછળ રહ્યાં; કારણ સર્જનહારને એવું બનાવવું છે.

નવ ગણ્યા નમધેલ, છઠીના ચુકે નહીં,
જાઈએ મર જગ—છે, તોય અક્ષર આડા ફરે;
લાખ ઉપાય ક્રોડ મત, કર દેખો સબ કોઈ,
અણહોની હોય નહી, હોની હોય સો હોય.
ત્રણ સતાં જે નર ચઢે, પેસે પંચા દોએ,
અણહોની હોય નહીં, હોની હોય સો હોય.
હર કહ્યો ને વે લખ્યો, રેણ છઠીકો એક,
જવ ઘટે ન તલ વધે, રહે જીવ નચંત.*

એટલે સાહેલીઓથી પછવાડેતો રહીજ ગઈ છે, તેમાં વળ ઝીણા પદ્માનીનું ઝાંઝર તળાવની સપાટી ઉપર નીકળી પડ્યું, તે ઘાલવાને ઉભાં રહ્યાં. પરોઢીઆમાં પાણી ભરવા નીસરેલાં, તે હમણા દીવસ પર પા અડધો પહોર ચઢ્યો છે, કે સૂરજના કિરણો પણ તેજસ્વી થયાં છે. હાલમાં સૂરજનું તેજ, તેણીનાં આભુષણનું તેજ, ને શરિરનું તેજ, એકાકાર થઈ રહ્યું છે. તે જોઈને માનસિંહ છક્ક થઈ ગએો. વળી ફરી ભાઈને બોલાવ્યો, "જો ભાઈ આ સ્ત્રિ બહુ વખાણવા લાયક છે. ને એને આપણી સશ્યા નથી તે કરવી. વળી આપણા મનમાં હામ રહી જશે. એ કાંઈ ફરી આવશે નહીં. માટે કાંઈ પણ કરવું તો જોઈએ." ત્યારે અભેસિંહ બોલ્યો કે "ભાઈ કેમે કરી એ વાત જાતી કરો." ત્યારે

* આ ચારણોનું કવીત છે.

માનસિંહ છક્કજ થઇ રહેલો તે તાનમાં બોલ્યો કે "લીધી વાત હું મુકું નહીં—

રઢ લીધી રાજવીર, રઢ ન છોડે રાય,
મમતે ચઢયો મહિપતી, મર ઊથલ પાથલ થાય.

હું કાંઈ તારૂં વાર્યું કર્યા જોગ નથી. ગાદીનો ધણીતો હું છું. તું મને શીખામણ શું દેછે?" એવું કહીને કમાન હાથમાં લીધી. ને તેમાં સિસાની કાંકરી ચઢાવીને ગાગરમાં મારી, તેથી ગાગર કાંણી થઇ. પાણીની ધારા ચાલવા માંડી અને ચીર ભીંજાવા લાગ્યું. ત્યારે માનસિંહે અભેસિંહને કહ્યું કે "આ-તો આપણે કીધું, પણ એની ધારા બંધ કરીએ તો આપણી ચતુરાઇ. માટે હવે મીણની કાંકરી કરીને તમે સનંદ પુરી દો." અભેસિંહે હજુશુધી સ્ત્રી સામું મોં કર્યું નથી. ને નીચી નજરેજ વડાભાઇ સાથે વાદવિવાદ કર્યો હતો. પણ હાલ વડાભાઇયે તેને મીણની કાંકરીનો ઘા કરવાને હુકમ કર્યો. ભાઇ વડો છે, વળી ગાદીનો વારસ છે. એટલે તેનો હુકમ ઊઠાવવાનો રજપુતનો ધર્મ છે. માટે કમાન લઇ ઘા કરવા ઊંચી નજર કરી કે સ્ત્રિના મોંનું તેજ જોઇને અંજાઇ ગયો. તેથી સાંધ પુરાઇ નહીં, ને જરા છીદ્ર રહી ગયું. જેથી ચીર ઉપર બહુ ઝીણી ધારા વેહતી રહી. ચીર ભીંજાયલો દીલને લાગ્યો. પેલી સ્ત્રીએ ઊચું જોયું તો કુંવરો ઝરૂખામાં બેઠા છે એટલે તે જાણી ગઈ કે મારે માથે બનાવટ થઈ તેથી ઘભરાઇ. એટલે સાહેલીઓ વચે જે તફાવત હતો તે બમણો થયો. આ બનાવથી મનમાં એવો વિચાર કર્યો કે આજે આટલું થયું તો કાલે વધું થશે. માટે ઘેર જઇને પ્રાણ ત્યાગ કરૂં, નહીં તો કોઈ દીવસ મારી લજ્યા જશે;—

લજ રખતો જીવ રખ, લજવન જીવ મ રખ;
કવીગત કહે કીરતારકું, દોનો મિલા રખ.*

એવા અફસોસમાં ઘેર આવી, તો સાસુ ઘરનાં દીવાનખાનામાં બેઠાં છે. પોતે પાણી ગોળામાં રેડયું અને જ્યાં સાસુ સૌ બેઠાં-છે ત્યાં ન જતાં પોતાનાં સુવાના એકાંત ઓરડામાં ગઈ. પેટી-માંથી અફિણની ગોટી કાહાડી. ત્રાંસલીમાં ઘોળી તૈયાર કર્યું. પછી પરમેશ્વરનું સ્મરણ કરી રૂદન કરે છેઃ

ઓછે કુખે અવતરી, પાપ તણો નહીં પાર,
અણખુટે મરવું હવે, લેખ લખ્યા કિરતાર.

એવો અંદેશો કરી ત્રાંસલી હાથમાં લીધી. સાસુને ઘરમા વિચાર થયો કે, પદ્મની શણગાર સજીને સોલે કળામાં પાણી ભરવા ગયાં હતાં. પાછાં આવ્યાં ત્યારે એકે કળા નથી, ને ફીકાં પડી ગયાં તે થયું છે શું? કોઈ સાહેલી સાથે વીખવાદ થયો, કે કોઈએ કશુકન કહ્યો? તે પુછું. એમ કરી આવીને જુએ છે તો વહુના હાથમાં અફીણની ત્રાંસલી છે. તેવી વેહેલી વેહેલી પુછવા લાગી કે "અરે બાપ આ શું છે? અમારા નિષ્કલંક કુલને તમે કલંક કેમ લગાડો છો? શા કારણથી તમે આપઘાત કરોછો? તમારૂ દુઃખ કહો." વહુએ કહ્યું કે "મને બચાવવામાં તમારી લાજ વધશે નહીં. માટે મારે મરવું જોઈશે." સાસુએ પુછયું "એટલું બધું શું છે? સાહેલીએ તમને સતાવ્યા, ભજ્યાં, કોઈએ અપ શુકન કહ્યો, કે છે શું? તો બોલનારની જીભ વાઢી મંગાવું?" "ના તેમ કાંઈ નથી, પણ કોક મોહટાએ અમને લજાવ્યાં છે. તો ત્યાં આપાણું શું ચાલે?" સાસુએ બોહોસ કરી પુછયું ત્યારે વહુએ કહ્યું કે "આજ રાજાનાં કુંવરની નજરે પડયાં, ત્યારે

* આ ચારણ લોકનો દુહો છે.

તેણે કાંકરી મારી, તો કાલે વધું કરશે. રાજા લોક છે, તો તેને કોણ વારવા જશે. માટે આપણા સારા ઘરને બટ્ટો લાગશે માટે હું મુરૂં તો કાંઈ ધાસ્તી રહે નહીં." એ સાંભળીને સાસુએ તેને ઘણી ઘણી રીતે સમજાવી. "બેન, તું ડરીશ માં; આપણી પાસે ધન દોલત ઘણી છે. આપણી પાસે આખું માજન છે. તો જોધપુર શેહેર શું? પણ જોધપુરના પરગણાં જે જે છે ત્યાંથી સર્વ માજન ઊઠી જઈ ઊજડ કરીશુ." એમ કહી કશુંબાનુ ત્રાંસલું ખુંચાવી લીધું. સાસુ ત્યાંથી ગઈ અને શઘળી વાત પોતાના વરને કહી. તેને ઘણું માઠું લાગ્યું. સઘળું માજન એકઠું કરીને તેઓને શઘળી બીનાથી વાકેફ કીધા. અને વળી તે સાથે એવું કહ્યું કે "આજ હમને ને કાલ તમને. માજનની આબરૂ સૌની ભેળી છે માટે હવે આપણે અહીંયાં રહેવું મુનાસબ નથી." એવો ઠરાવ કરી, સઘળા બીજા પરોઢીઆમા પોતપોતાનો સામાન બાંધી તૈયાર થયા, ને ઊચાળો ભરી ચાલવા માંડચું. હજી મોંસુઝણું કાંઇક થયું છે, કાંઇક થવાનું છે. એટલે શેહેરનાં દરવાજા ખોલ્યા નથી. પેહેલું, પોળ આગળજ માજને આવી અટકીને પોળીયાને કહ્યું કે પોળ ઊઘાડ. પોળીઓ કહે "તમે આ ટાણે સઘળું માજન ભેગું થઇ શીદ જાઓ છો?" ત્યારે વેપારી બોલ્યા કે "તારે પુછવાના કાંઇ ગરજ નથી. હમે તો શેહેર છોડીને જઇએ છીએ." "ત્યારે તો પોળ નહીં ઊઘાડું. રાજાની રજા લાવો." માજને કહ્યું રાજાને ગરજ હોય તો પુછવાને આવે." ત્યારે પોળીઓ કહે ઊભા રહો હું રાજાને તેડી લાવું છું. માજન સઘળું ઊભું છે. પોળીયો દોડ દોડ કરતો દરબારમાં ગયો. મનમાં વિચાર કીધો કે રાજાતો સુતેલો હશે, માટે મારાથી હજુરમાં જવાશે નહીં. ચાલ, દેવડી ઉપરનાં સીપાઇને કહું, કરી પોળીઆએ સિપાઇને કહ્યું. સીપાઇએ રાજાના ઓરડામાં જઈ જે ખવાસ વા ઢાળતો હતો

તેને કહ્યું. ખવાસે રાજાને ઉઠાડ્યો ને કહ્યું. માહારાજ આપણા શેહેરનો પોળીયો દેવડી ઉપર તમો માબાપને કાંઈ ખબર કેહેવા ઉભો છે. રાજા તરત ઉઠી દેવડી ઉપર આવ્યો, ને પોલીયાને પુછ્યું ખબર શું છે?

પોળીયો કહે "કે માબાપ આ ટાણે બધું માજન એકઠું થઈ પોળ આગલ આવ્યું છે. મને કહે તું દરવાજો ઊઘાડ. મેં કહ્યું ના, મને રાજાજીનો હુકમ નથી. એમ કહી તેઓને ત્યાં ઉભા રાખી આપને તેડવા સારૂ આવ્યો છું." રાજાએ કહ્યું જા. એમ કરી રાજા બેચાર હજુરીઓને સાથે લઈ તરત ત્યાં જઈ પોંહોચ્યા. પછવાડેથી જેમ જેમ ખબર પડતી ગઈ તેમ તેમ અમિર, ઉમરાવ, આવવા લાગ્યા. થોડીક વારમાં તો સઘળી દરબાર પોળ આગળજ ભરાઈ ગઈ. રાજા પોહોંચ્યા કે તેને જોતાં વારને બધા લોકોએ સલામ કરી. પછી રાજા બોલ્યો "અરે! માજનનાં લોકો આ ટાણે તમે સૌ મારા નગરમાંથી જાઓ છો તેનું કારણ શું? શું મારા શેહેરમાં ધંધો નથી મળતો? શું કંઈ ચોરનો ઉપદ્રવ છે? કે કોઇ લુચ્ચા લોકો ટોળી બાંધી તમને હેરાન કરેછે? કે મે કંઇ તમારા ઉપર જુલમ કીધો છે? છે શું? મારો વાંક કહીને તમે બેલાશક જાઓ." લોકો કહે "તમારા રાજ્યમાં હમને કાંઈ દુઃખ નથી. પણ હમારૂં અન્ન જળ તમારા શેહેરમાંથી ઉઠ્યું છે તેથી જઇયે છીયે." રાજા કહે એમ તો કાંઈ હોય નહીં. એ તો તમે ગલત વાત કરો છો. એમ રકઝક થાય છે, કે તેમાંથી બે ચાર બટક બોલા હતા તે બોલી ઉઠ્યા, કે "રાજા આ લોકોતો છાંડાની વાત કરેછે. ને હમે તો સાચા બોલા છીયે તેથી તમને ખરૂં કારણ કહીએ છીયે." એમ કહી સઘળી બિના જાહેર કીધી, ને છેલ્લે કહ્યું, કે આજે એની ને કાલે હમારી દીકરી વહુની લાજ લેશે. આવું સાંભળતાંજ રાજા તો કોપા-

યમાન થઇ ગઓ; ને બોલ્યો. "હાંરે! કોઈ છે? જાઓ કુંવરોને દેશવટો આપો. કહો બાર વર્ષ દેશવટો ભોગવી પાછા આવજો, ત્યાંસુધી મોં ન દેખાડો!" કુંવરો જાતે ગુણવાન છે ને સર્વને બહુ વહાલા છે. રાજા બહુ વૃદ્ધ છે એટલે રાજાએ હુકમ તો કર્યો; પણ કોઈ ચાકર હુકમ ઉઠાવવા ચાલી નીકળતો નથી. માજન સર્વના મોઢાં ઉતરી ગયાં. અને મનમાં વિચાર કરવા લાગ્યા કે "આપણે રાજાને વારસ વનાનો કીધો. રાજા તો ઘરડો થયો છે, ત્યારે હવે ગાદીએ કોણ બેસશે?" અમીર, ઉમરાવ, સીપાઈ, ખવાસ, આ સાંભળી સ્થંભ થઇ ગયા. માહજન સઘળું કાલાવાલા કરવા લાગ્યું. આથી રાજાજીને તો વધારે ક્રોધ ચડયો ને બોલ્યા "કેમ કોઈ સાંભળતું નથી કે! હું શું ઘાસ કાપું છું કે! જાઓ જલદી કરો." એમ કહી પ્રતિજ્ઞા લીધી કે કુંવરને દેશવટે મોકલું નહીં ત્યાંસુધી કસુંબો પાણી હરામ છે. હવે રાજાને ઘડીએ ઘડીએ કસુંબો પાણી જોઇએ છે ને ઉઠયા પછી સમુળગો પીધો નથી. એટલે એનો જીવતો વેટાઈ જાય છે. તોપણ કોઇને જવાનું મન થતું નથી. ત્યારે તો વીફરાયળા વાઘની પેઠે છેક વિક્રાળ થઇને બોલ્યો કે "મારૂં કહ્યું કોઈ નહીં માનશે, તો હાલ ઘડી તમારા દેખતાં નાગી તરવારથી કુંવરોનાં માથાં કાપી નાંખી પછી કસુંબો પીશ." આવું સાંભળી ચાંદમીયાં, પાનમીઆં, બે હજુરીયા ઉઠયા. દીવાને કરગરી ભલામણ દીધી કે "જા બાપુ! કુંવરો જીવતા રહેશે તો કોઇ દી પણ જોઇશું. આપણો રાજા હઠીલો છે. તેથી કુંવરોને મારી નાંખ્યા વગર રહેશે નહીં." ચાંદમીયાં, પાનમીયાં તરત ચાલ્યા. દરબારમાં જ્યાં કુંવરોને ચાકરો સુંનાના બાજઠ ઉપર અંઘોળ કરાવે છે ત્યાં જઇ ઉભા રહ્યા. માનસિંહે બાપની હજુરીની ચાકરોને જોઇ ઘાભરો પડી પુછ્યું કે બાપાને હમાંરૂ આ વખતે શું કામ પડ્યું છે.

જો તેવું જરૂરનું કામ હોય તો હમે પછી નાહીશું. ચાકરની આંખમાંથી આંસું નીકળ્યાં ને બોલ્યા નહીં. ભાઈ કહો, છે શું! ત્યારે જરા મન કઠણ કરીને બોલ્યા. "ભાઈ કહેવાય એવું તો નથી, ને કહ્યા વિના પણ ચાલે એમ નથી. શું કરીયે આ પાપી પેટ લાગ્યું છે. પરમેશ્વરે વળી એને વચ્ચે કીધું છે. જો આડું અવળું હોત તો કાપી પણ નાખતઃ

ઓલંગ છાંડા જે પાદરાં પેટ કરાવે,
તે અવતરની આસે, જેન છેડે હોય તો કાપે.*

એમ કહીને રાજાનો હુકમ તેને જાહેર કીધો. આ સાંભળીને માનસિંહ તો કળાહીન થઈ ગયો. કાંઈ ઉત્તર આપી શક્યો નહીં. ત્યારે અભેસિંહ તેની સામું જોઈ બોલ્યો "કેમ કાલે તો આટલી રઢ લીધી હતી ને બોલ્યા હતા, કે લીધી વાત મુંકું નહીં, તો આજ સાંસાં કેમ પડયા છો?

આગુસે બોલીયે નહીં, બોલ્યે તો ડોળીયે નહીં;
બોલ એસા બોલીયે, જો બોલીયે સો પાલીયે.
આગુંસે જોડીયે નહીં, જોડ્યે તો તોડીયે નહીં;
પ્રીત એસી જોડીયે, જરયાંન પેં જડીયે;
આગુંસે જાઈએ નહીં, જાઈએ તો આઈએ નહીં.
શૂરકી સમીત મીટ, મારીયે કાં મરીયે.
કહેત કવી પ્રાણરાય, સુણ હો સુજાણ નર
ઉપ્પરેમેં સીશ ડાલ, મુસળેસેં કયું ડરીએ?

હોય! રજપુત બચ્ચા છીએ તો દેશવટો પણ ભોગવીયે. બાપનાં રાજ્યમાં આપણને શુખ છે. પણ બહાર જઈયે કાંઈ નામ કરાયે તો આપાણું જીવતર છે. નહીં તો શા કામનું?"

* ચારણી દુહો છે.

એવો એવો અભેસિંહે સદુપદેશ કીધો કે માનસિંહે તરત નાહાવાનું પાણી પડતું મુકી બંન્ને ભાઈ પોશાક પેહેરી ઢાલ તરવાર બાંધી પોતાની મા પાસે રજા લેવા ગયા. માએ સવારનાં પોહોરમાં કુંવરોને તૈયાર થયલા જોઈ પુછ્યું, કેમ દીકરા શીદ પધારો છો? કુંવરોએ માને સઘળી વાત માંડી કહી. સાંભળતાં વારનેજ તેણે તો ઘણો વિલાપ કરવા માંડ્યો. પણ કરે શું? કારભારીઓને તરત બોલાવ્યા. તેઓ આવી હાજર થયા. કે "રાણીએ કહ્યું, કે તમારૂં મારે કોઈ દીવસ કામ પડ્યું નથી ને આજે પડ્યું છે તો કહું છું કે કેમે કરી રાજાને વારો. એમ તે કાંઈ હોય? છોકરા અણસમજુ છે. કંઈ બીજી સિક્ષા કરો." રાણીજી, કારભારીઓ જો રાજાને વારે તો ઈનામ આપવા તૈયાર થયાં. "જો કોઈ મારા કુંવરને રખાવી આપે તેને દામ, ગામ, ગરાસ, આપું. કિંવા કેહે તો મારો ધર્મનો ભાઈ કરી રાખું." ઈનામની લાલચે કારભારીઓ હામ બીડી જાય તો ખરા, પણ રાજાના મોહો સામું જઈને જોય તો રાજાતો ઘણો તપી ગયો છે કે જાણે પાંચ હજાર સૈન્ય એક બકરાની મીસાલે કાપી નાંખે. ખડો ઉભો રહી પાપા કલાકે પુછે છે, કે કેમ કુંવરો નગર બહાર ગયા? કારભારીઓને તો આ સાંભળી બોલવાની પણ હિંમત નહીં ચાલી. એટલે એક બેએ તો રાણીને આવી જણાવ્યું, કે કાંઈ વળનાર નથી. છોકરા અમથા મરી જશે. ત્યારે તેણીએ તેઓને ઝવેર ને મોહોરોથી ખડીઆ ભરી આપ્યા. કુંવરોને વિદાય કર્યા. કુંવરો ઘોડા ઉપર અસ્વાર થયા ને રાજા જે પોળે ઉભો હતો તે પોળ છોડી બીજી પોળેથી વિદાય થયાઃ

ઢાળો મેંગલ છંડયો, ઊંટે ભર્યા ભંડાર,
જીવશું તો આવશું, નહીં તો નરવર કોટ જવાર.

હવે કુંવરો તો દેશવટો લઇ નીકળી પડ્યા છે. પછી રાજાને ખબર થઇ તેથી કસુંબો પાણી કીધાં. માજન બહુ કરગયું ત્યારે રાજાએ કહ્યું, કે "તમારે કુંવરોની વાહરે જવું હોય તો જાઓ, પોળ ખુલ્લી છે. તમારે જોઇએ તો મારા શેહેરમાં રહો ને મેં કારણ જાણ્યું, કે હવે જોઇયે તો ઉચાળો ભરી ચાલ્યા જાઓ, મારે તેની ફિકર નથી. પણ કુંવરોએ સ્ત્રિ જાતીની મશ્કરી કરી તેમાં મારૂં કુળ લજાવ્યું. રાઠોડ વંશની મર્જાદ ખોઇ. ક્ષત્રી વટ ખોયું. રાજ તેજ ખોયું, તેથી મેં શિક્ષા કરી છે." પછી આખું શેહેર રાજાને દરબાર ભણી વળાવી સૌ પોત પોતાને ઘેર ગયું.

હવે પેલા કુંવરો તો ચાલ્યા જાયછે. એક દીવસ થયો, બીજો દીવશ થયો, પણ વિસામો લેતા નથી. એમ દસબાર ને પંનર દિવસ થયા ત્યારે પોતાના બાપના રાજની હદ વટાવી. ને એક મોટા અરણ્યમાં પેઠા. ચાલ્યા, ચાલ્યા, જાયછે. અડધી મજલ કાપી છે, એવામાં સાંજ પડવાનો વખત થયો. બે ઘડી દહાડો રહ્યો છે ત્યારે નાહાના ભાઇએ મોટા ભાઇને કહ્યું, કે "ભાઇ આપણે તો છેકજ વગડામાં આવી પોહોંચ્યા છીયે, અહીંયાં કોઇ માનવી તો દેખાતુંજ નથી; વાઘ વરૂનો ભય ઘણો લાગે છે, ચાલો પાછા ફરીયે ને કોઇ ગામમાં ઉતારો કરીયે." ત્યારે મોટાએ કહ્યું "ના એમ થાય નહીં એથી તો આપણને લજ્યા લાગે. આપણે ક્ષત્રી બચ્યા છીયે, ને પાછા તો હરગીજ ફરીયે નહીં." ત્યારે નાહનો ભાઇ કહે કે "આ પાસે તળાવ આવે છે ત્યાં આપણે મુકામ કરીયે." પછી તળાવની પાળ ઉપર પડાવ નાખ્યો. ઘોડાઓને પાસેનાં ઝાડ સાથે બાંધ્યા. કસુંબો લીધો, ને ટીમણ બાંધેલું હતું તે છોડ્યું. ત્યારે મોટો ભાઇ કહે કે "ભાઇ હું તળાવમાંથી પાણી ભરી લાવું." તો નાહાનો કહે "ના, તમે મારાથી મોટા ને વળી રાજ્યના ધણી, માટે હું બેસી રહું ને તમને જવા દઉં

એમાં મારી લાજ નહીં." મોટો કહે "મુસાફરીમાં કોઇ નાહનું મોટું છેજ નહીં. તુંએ અડધા રાજ્યનો ધણી છે. તું વળી નાહનો છે માટે તને એકલો ધીરાય નહીં, માટે હું જાઉં." પણ નાહનાએ માન્યું નહીં ને પાણી ભરવા તળાવમાં ઊતર્યો. હાથ પગ ધોઇ પાણી પીધું. ને સુરાઇ ભરી ઉપર આવે છે તો પાળ ઉપર ડાવી બાજુએ અંબાજીનું ને જમણી બાજુએ મહિશાસૂરનું સ્થાનક જોયું. જમણી બાજુએ કંઇ લાલ અક્ષર છે તે વાંચ્યા કે આ ઠેકાણે કોઇએ ઊતરવું નહીં; તળાવનું પાણી પીવું નહીં. આસપાસનાં લોક ભય જાણે છે તેથી અહીંયાં કોઇ આવતું નથી, પણ અજાણ્યાને સમજ પડવા આ અક્ષર લખ્યા છે. તે માતાના અક્ષર ખરાજ સમજવા—વાંચી જે રહેશે તેનો જીવ ખચિત જોખમાશે. નાહના ભાઇએ પાણી પીધેલું તેથી તે દલગીર થયો; પણ વિચાર્યું કે મેં અજાણપણામાં પીધું છે, તેનો તો દોષ નહીં. ને હવે મોટા ભાઇને વારૂં. તેથી મોટાને આવી વાત કહીને પછી બોલ્યો, "ભાઇ અહીંયાં આપણે રહેવું નહીં; માતાના લેખ છે, એ કાંઇ ખોટા થાય નહીં, માટે જાણી જોઇને કુવામાં પડવું નહીં. ચાલો બીજે ઠેકાણે જઇ મુકામ કરીયે." ત્યારે મોટો ભાઇ કહેછે.

"વાંચીને થઇએ વેગળા, એતો ક્ષત્રી વટને ખોડ,
અહીંથી કેમ ચાલીએ, મર થાઇએ ચકચોટ;
આગે અર્જુન તણો, નાહાનો તો ભીમ;
પાંડવો પાછા હઠે, તો ભારથ લાજે ભીમ.

આતો ફકત અક્ષરજ છે. પણ મર હજાર ઘોડે સ્વારો નાંગી તરવાર લઇને આવે તોપણ નાસે એવું આપણું કુટુંબ

નથી." એમ કહીને બન્ને જણાએ ટીમણ કીધું. તળાવનું પાણી પીધું ને પછી નીરાંતે બેઠા. હવે રાત્ર પડી અંધારૂ થયું. સુવાનો વખત થઈ. ત્યારે નાહનો ભાઈ મોટા ભાઈને કહેછે કે "આપણે બન્ને જણાએ એકદમ સુવું નહીં. કારણ આ અઘોર વન છે. વાઘ વરૂનો ભય છે. માતાનું પણ વચન છે માટે તમો મોટા ભાઈ છો તે સુઈ જાઓ, ને હુ જાગરણ કરૂંછું." મોટો કહે ના ભાઈ ના, એમ થાય નહીં. તમે નાહના માટે તમારે નિંદ્રા વધારે જોઈએ. નાહનો કહે ના તમે થોડીવાર સુઈ જાઓ પછી હું તમને ઉઠાડીશ, ને હું સુઈશ. તે સાંભળી મોટો તો સુતો. બનાત, પીછોડી તાણીને ઓઢી ને નિંદ્રા-વશ થયો. હવે નાહનો ભાઈ હાથમાં નાગી તરવાર લઈ ચોકી કરે છે—પોતાના સલીથાને અઢેળી બેઠો છે—પીછોડી અડધી ઓઢી છે. એમ કરતાં મધ્યરાત ગઈ છે એટલે દેવી અંબાજી ને મહીશાસુરે બ્રુઝ ધારણ કરયું છે. સુંદર સેંથો પાડયો છે—નવરંગી ચુંદડી ઓઢી છે—આતશની ચોહે બળતી માથે લઈ ફરવા નીકળ્યાં છે—તેવી પેલા કુંવરની તેઓ ઉપર નજર પડી. ત્યારે ચંગોટી તાણીને સુતો ને વિચાર કીધો—કે એની સામે દેવ દૈતો હાર્યા છે, તો આપણું શું ગજું? એમ વિચારી ભાઈ સુતો છે તેની પડખે પોતે પણ સુઈ ગયો—કે માતાને જોઈએ તે કરે. મહીશાસુરી અંબાજીને કહે છે કે "બાઈ! આ જગાએ માનવ કદી પણ આવતું નથી. ને એમ કરતાં આવે છે, પણ કદી અહીંયા ઉતરતું નથી. આ માનવી આજેજ અહીંયાં સુતા છે. એ લોકોએ આપણા સિંદુરનાં અક્ષર કદાચીત વાંચ્યા નહીં હોય એમ લાગે છે. ને વાંચ્યા હશે તોપણ તેને નહીં ગણકારી હઠીલા થઈ અહીંયા પડયા છે, માટે એનો આપણે આજે ભક્ષ કરયો."

અંબાજી કહે "ના, એમ કેમ કરીએ? જે આપણને શરણે આવ્યા તેને મારવા નહીં, પણ ઉગારવા. એ કાંઈ આપણાં સરખે સરખાં છે કે તેની સાથે યુદ્ધ કરી આપણે તેનો ભક્ષ કરીએ. એમણે એમની હલકાઈ કરી પણ આપણે તો મોટાં છીએ તો તેમને માફ કરી રક્ષા કરવી જોઈએ. કીડી મચ્છર હાથીને મારી નાંખે છે, પણ જો હાથીના પગ નીચે આવે તો તેને કાંઈ હાથી મારતો નથી." ત્યારે મહિશાસૂરી બોલી "જો એ મરે નહીં તો આપણા લેખ ખોટા થાય; ને તેની ગામે ગામ બદગોઈ જાય; ને તમે તો તેમને ઉગારવા કહો છો!! ત્યારે આપણા લેખ ખોટા ઠરે કાંતો અક્ષર ખોટા ઠરે." ત્યારે અંબાજી બોલ્યાં કે "અક્ષરે ખરા ને હું પણ ખરી છું. જો! બે ભાઈમાંનો એક જાગતો છે તે જો હું કહું છું તે સાંભળી વર્તે તો ઊગરે ખરા. આપણા લેખ તો ખોટા થાય નહીં. જાગતો છે એતો મરશેજ, પણ જો પોતાના ભાઈને વાત નહીં કહે, ને આપણે વાત કરીએ છીએ તેપ્રમાણે ચાલે તો ઊગરશે. તે એમ, કે આ વન મોટા મણીધરનું છે. ને આપણે મુકામે પુગશું કે નાગ વનમાં ચારો વીણવા આવશે. ત્યારે પોતાનું મણી કાઢીને તેઓ સુતા છે ત્યાં મુકશે, ને ચારો શોધવા જશે. એટલે એણે તે મણી ઉપર કુંડી ઢાંકવી, અને ઝાડ ઉપર ચઢી જવું. સાપ પાછો આવીને જોશે તો મણી નથી એમ કરી શોધશે, એટલે કુંડી હેઠે ઝણઝણાટ દેખાશે તેથી જાણશે, કે આ કોઈ પશુએ કુંડું ગબડાવ્યું હશે. માટે તેની સાથે તે શું લઢવું? તેથી તે કુંડા ઉપર ઘણીવાર ફેણ પછાડશે. પણ તે ફુટશે નહીં. એટલે એક ચોટ મારશે, બીજી ચોટ મારશે, ને ત્રીજી મારશે કે એના મોંમાની ઝેરની કોથળી ઠલવાઈ જશે. તેને મુર્છા આવશે એટલે ઝાડ ઉપરથી ઉતરીને

તરવાર વતે તેનાં કકડે કકડા કરી નાંખવા. ને મણી લઇ લેઇને પોતાના ભાઇની પાગડીએ તેને જણાવ્યા વગર બાંધવો. ઘણીક વાર પછી નાગણી જાણશે, કે હજુ મારો વર આવ્યો નથી. તેથી શોધવા નિકળશે. નાગને તે મુવેલો જોશે તેથી મનમાં વિચાર કરશે, કે એની સાથે બળી મરૂં. બીજો વિચાર એવો કરશે કે પેહેલાં મારા ધણીના મારનારને મારવો ને પછી મારે મરવું. તેથી આ જે જાગતો છે એને ડંખશે ને એ મરી જશે. એટલે આપણાં અક્ષર ખરા ઠરશે. જો એનો મોટો ભાઈ એને બાળે નહીં ને એકલો ચાલ્યો જશે તો અહીંઆ ત્રીજે દીવસે લાખ્ખા વણજારાની પોઠ આવશે. તેની છોકરી સતી છે તેથી તેના પુન્યે કરી આ મુવેલો ઊઠશે, કે મારૂ વેણ ફળશે. પછી બેઉ ભાઈ જુદા પડશે ને ત્રણ વરશે ચંદ્રાવતી નગરીમાં એકઠા થશે.” અભેસિંહે આ બધું ભવિષ્ય સુતાં સુતાં સાંભળી લીધું. હવે મોટો ભાઇ તો ભર નિંદ્રામાં સુતો છે તેના ઉપર બનાત, ચોફાળ, વસ્ત્રાદિક ઓઢાડી દીધાં. ને પોતે પોતાની તરવાર હાથમાં લઇ, ઝાડ ઉપર ચઢી બેઠો. થોડીક વારે પેલો નાગ આવ્યો ને તેમની પડખે મણી મુકી ચારો ચુંડવા ગયો. તે ગાઉ બેગાઉ ગયો હશે કે અભેસિંહ ઝટ ઝાડ ઉપરથી હેઠે ઉતરી આવ્યો. પાસે ભુકડા પથરની કુંડી હતી તે મણી ઉપર ઢાંકી પાછો ઝાડ ઉપર ચઢી ગયો. ચારો વીણી નાગ આવ્યો ને જુએછે તો મણી મળે નહીં. તે આકુળ વ્યાકુળ થઇ શોધવા લાગ્યો. શોધતાં શોધતાં કુંડી નિચે કાંઇ અજવાળું જોયું, તેથી પારખ્યું કે મણી અહીંજ છે. પછી વિચાર કર્યો કે હીંઆ કોઇ માણસ તો આવતું નથી, ને મણી તો કુંડી નિચે ઘાલ્યો છે. માટે અવશ્ય કોઇ પશુ જનાવરે કર્યું હશે. કોઇ સાવજબાવજ પાણી પીવા આવેલો, તણે લાત મારી કુંડી

ઊધીવાળી હશે. તો પશુને શું કરવું? પણ કુંડીજ ભાંગી નાખું. એમ વિચારી ઉપર અથડાવો ને બે ચાર ચોટ મારી કે માંમાંની ઝેરની કોથળી ઢળવાઇ ગઇ ને મુર્છા પામ્યો. અભેસિંહે તરત ઉતરીને તરવાર વતી નાગને કાપી નાંખ્યો. પછી કુંડી ઉપાડી મણી લઇ લીધો ને ભાઇ સુતો છે તેની પાસ ઢીને છેડો કાહડી માંહે બાંધી મુકયો. પછી તેને ઉઠાડવાને માટે તેણે મોટા ભાઇના પગ ચાંપવા માંડયા. આથી તે તરત જાગી ઉઠયો ને બોલ્યો. "અરે! ભુંડા, આટલી બધી વાર થઇ તોપણ તેં મને જગાડયોજ નહીં." ત્યારે તેણે કહ્યું કાંઇ ચિંતા નહીં. પણ આપણે હવે અહીંયાંથી ચાલો. બીજી જગોએ મુકામ કરીયે, આપણે આટલી વાર અહીં રહ્યા એટલે તમારૂં મોટમ રહ્યું, માટે આગળ ચાલો. મોહોટાએ વિચાર્યું કે ભાઇ જાગતો બેઠો હતો તે એની નજરે કાંઇ પડયું હશે. ને આટલીવાર અહીં રહ્યા એટલે આપણી લાજ પણ રહી તેથી કબુલ થઇ ઘોડા છોડયા. સામાન લાધી તૈયાર કર્યા. ઉપર અસ્વાર થઇ ચાલવા માંડયું. ચાલતે ચાલતે ચાર પાંચ ગાઉ નિકળી ગયા. પછી ત્યાં મુકામ કીધો. ઘોડા બાંધ્યા ને સામાન ઉતારી મોટાએ નાહાનાને કહ્યું "હવે તમે સુઇ જાઓ, કારણ કે થાકેલા છો, વળી ઘણો ઉજાગરો છે." ત્યારે નાહાના ભાઇએ કહ્યું કે ઠીક એમ કહી પીછોડી ને એવાં બીજાં લુગડાં ખુબ લપેટીને સુતો. મોટો ભાઇ બડીઆને અઢેળી નાગી તરવાર લઇ ચોકી કરવા બેઠો. હવે પેલા નાહાનાને ઊંઘ આવે નહીં, ને છાતી ધબડ ધબડ થયા કરે. કારણ કે તેને નાગણીના ડંખવાનો ભય છે. પણ વિચાર કીધો કે પરમેશ્વર, કે માતાને શરણે આવ્યા છીયે તે ઉગારશે. આપણે શું? એમ કરી ઊંઘી ગયો. ઇશ્વરને બનાવવુંજ છે તેથી એને ઊંઘ આવી ને એનો મોટો ભાઈ જે બડીઆને અઢેળી બેઠો

હતો તે પણ નિંદ્રાવશ થયો. હવે નાગણીનો ધણી ઘણીવાર થઈ તોપણ આવ્યો નથી તેથી તે સોધવા નિકળી. સોધતાં સોધતાં ઘણે છેટે આવી ત્યારે તો ધણીને મુવેલો જોયો. આસપાસ જોયું તો તેણે માણસનાં પગલાં દીઠાં. તેને આસરે આસરે પેલા ચાર પાંચ ગાઉને છેટે સુતેલા છે ત્યાં આવી. ત્યાં બે માનવીને સુતેલા દીઠા. હવે વિચાર કરેછે કે આ બેમાંથી મારા ધણીને મારનાર કોણ તેનેજ ડંખું. કાંઈ બન્ને જણે તેને માર્યો નહીં હશે. તેથી મોટા ભાઈની છાતી ઉપર ચઢીને તપાસ્યો તો સ્તબ્ધ નિશ્ચીંત ઊંઘે છે. એટલે ત્યાંથી ઉતરી નાહાનાની છાતીએ ચઢી તો તેની છાતી ધબકતી માલમ પડી. આ ઉપરથી જાણ્યું કે મારા ધણીનો મારનાર તો આજ છે. એવું વિચારીને તેના જમણા પગને અંગુઠે ડંખ દીધો. એટલે પેલો જાગી ઉઠ્યો. જુએ છે તો નાગણી સરરર કરતી પાણીને વેગે ચાલી જાય છે અને પગમાંથી લોહીની ધારા ચાલવા માંડી છે. હવે એણે વિચાર કર્યો કે લખ્યા લેખ તો કાંઈ માથ્યા થાય નહીં. બનવાનું હતું તેતો બન્યું. પણ મારો ભાઈ મને મુવેલો જોઈ બાળી નાંખશે. તેથી ઉઠી એક સોટી કાપી લાવ્યો. પછી પોતાની હાથેલી ઉપર ને કાંડાં ઉપર પોતાનાં પગમાંના વેહેતા લોહીથી લખ્યું. કે "જો તું મારો ભાઈ હોય, મને પૂર્ણ પ્યારથી ચહાતો હોય, તું અજીતસિંહનો દીકરો હોય, ને જોધપુરની ગાદીનો વારસ હોય, તો મને બાળતો નહીં. એમનો એમ મુકીને ચાલ્યો જજે."

સવાર પડી એટલે મોટો ભાઈ ઉઠ્યો. દાટેણ પાણી કીધાં, મોં ધોયું, કસુંબાની વેળા થઈ. થોડોક દહાડો પણ ચડ્યો છે. તેથી વિચાર કીધો કે ભાઈને ઉઠાડું. એમ કરી બેચાર બુમ પાડી, પણ ઉઠ્યો નહીં. ત્યારે વિચાર્યું કે બીચારો થાકેલો પાકેલો છે તેથી સુવા દઉં. જતી વખતે ઉઠાડીશ. એમ કરી

પોતે એકલોજ કસુંબો પીધો. પછી ઘોડાને પંપાળ્યા. આણી તરફ તેણી તરફ જરા હર ફર કીધું. એટલે નજદીક ચાર ઘડી દહાડો ચઢયો એટલે પાછું મનમાં આવ્યું કે ભાઇને ઉઠાડું. એમ કરી તેનાં ઉપર હાથ ફેરવ્યો. આણી તરફ પેલી તરફ ખુબ ઢંઢોળ્યો પણ જાગે નહીં તેથી તેણે ઓઢેલી પીછોડી ખેંચી લીધી, ને મોં ઉઘડી ગયું. જોયું તો ભાઈ મુવેલો દીઠો. આ જોઈ તેને મુર્છા આવી. પણ થોડીવાર પછી સાવધ થયો, એટલે ઘણું કલ્પાંત કરવા લાગ્યો. "અરેરે! પરમેશ્વર આતે શું દુઃખ! (દોડતો આગળ વધી) હે સુર્ય નારાયણ! તમે મારા ભાઇને પાછો જીવતો કરો. હે! વન દેવી તેં એનો ભક્ષ કીધો તો મને પણ મારી નાંખ; પણ મારા પ્રિય નાહાના ભાઇને ઉગાર. એ ઇશ્વર! આ શો અન્યાય. મારે વાંકે એને દેશવટો મળ્યો, એણે તો મને વાર્યો હતો પણ મેં ભુંડાએ નહીં સાંભળ્યું ને બનાવટ થઇ ને એજ મરે કે! બાપે દેશવટો દીધો તો મારો ભાઈ સાથે હતો ત્યાંશુધી મને કાંઈ નહોતું. હવે મારી શી અવગતી થશે? મને અકલ કોણ આપશે? હું મુરખ, હું શા કારણે જીવુંછું? ઓ! ભાઈ! ઓ! ભાઈ! મારી સાથે એક વાર તો બોલ. આમ કેમ મુગો શુઈ રહ્યો છે. અરે! પરમેશ્વર તું શું એને નહીં જીવાડે! તો સાથે લાગો મને પણ મારી નાંખ. મારો સાથી ગયો." એવું એવું ઘણું કલ્પાંત કર્યું. રડતાં રડતાં છેક બપોર થઆ એટલે વિચાર કીધો કે આમ કરે કાંઈ છેડો આવનાર નથી. માટે હવે એને અગ્નિસંસ્કાર કરૂં, ને એની સાથે હું પણ બળી મરૂં. એમ વિચારી ઉઠયો. રખડી રઝળી સર્પણ એકઠાં કીધાં. ચેહ ખડકી. પોતે જેવો પોતાના પ્રિય ભાઇને ઉચકવા જાયછે કે પેલા લખેલા અક્ષર નજરે પડયા. વાંચ્યા ત્યારે પોતે બોલ્યો "શું મને લાજમ છે, મારા કુટંબને ઘટે છે, કે આવાં અઘોર વનમાં મારા બાજસ્નેહી

ભાઇનું સબ રઝળતુ રાખી, કોલાં, કુતરાંના ભક્ષને માટે મુકી જાઉં. અરે મારો ભાઈ કેવો નિર્દય! કેવો કપટી! કોણ જાણે એના પેટમાં શું દગો હશે કે આવું લખી ગયો. એમ બોલીને રડે છે ને કુટે છે. વળી વિચાર કરેછે. કોણ જાણે પરમેશ્વરનો શું બનાવ હશે–એ ડાહ્યો હતો માટે કાંઈ અકલથી લખી ગયો હશે. માટે બાળવો તો નહીંઃ—

કેશવટો દાદે દીયો, તે દી ભેળા હતા દો ભાઈ
હરી કરતા સર્વે બન્યું, વછવા પડ્યા વનમાંઈ.

એમ કહી તેને પીછોડી ઓઢાડી. તેના ઘોડાને રેશમની એકવડી દોરીથી ઝાડ સાથે બાંધ્યો. પછી પોતાનો ઘોડો તૈયાર કરી સ્વાર થયો—ઘોડાની વાગ કાનસુરી ઉપર મુકી કહ્યું, જા મારે હવે જીવવું નથી, તારે મન જ્યાં ચાહ્ય ત્યાં જા. ઘોડો ચાલ્યો ચાલ્યો જાય છે. હવે પેલા ઘોડા ઉપર કાવરો બાવરો થઈ બેઠેલો છે. રસ્તામાં કાંઈ ઝાડ આવે તો તેને પુછે છે–હે! તારામાં કાંઈ એવો ગુણ છે કે મારા પેલા સુવેલા ભાઇને ઉઠાડે. વળી સૂરજનાં સામું જોઇને તેને કહે છે કે આ જગતમાં સૌથી સાચો દેવ તો તુંજ છે. તું સઘળે ઠેકાણે પ્રકાશે છે. તારાથી સૌ જીવે છે. તો તારામાં પણ શું એટલું સત નથી કે પેલા મારા ભાઇને ઉઠાડે. વળી વાયુને પણ તેમજ કેહે છે—રસ્તામાં જે આવે તેને એમ કહે છે. એમ કરતાં ખાતો નથી, પીતો નથી, ને સુધ્ધી છેક જતી રહી છે. ઘોડો તો ચાલ્યોજ જાય છે. એવી રીતે એક દીવશ થયો, બીજો થયો ને ત્રીજે દીવસે કોઇ આડે રસ્તે કે જ્યાં કોઈ ગામ નથી, વસ્તી નથી, ને જંગળ ઝાડીમાં ચાલ્યો જાય છે. એટલામાં સમુદ્ર આવ્યો. સમુદ્રનાં મોજાનો સુસવાટો શાંભળી ઘોડો ચમકી કાંઠે ઉભો

રહ્યો. એટલે પોતાને સુદ્ધી આવી, ને ઝબકીને જાગી ઉઠ્યો. જોયું તો ઘોડો સમુદ્ર જોઇને અટકયો છે. એટલે તેણે ઘોડાને કહ્યું કે હે! ભુંડા! મારા દેશનું પાણી ખોયું. લુણ હરામ કીધું. આથી ભય પામીને ઉભો તે શું રહ્યો? તું મારો જીવ બચાવવાને ઉભો કે તારો? જો તારો જીવ બચાવવાને ઉભો હોય તો મને પાણીમાં નાંખી દે. પછી તું એકલો ચાલ્યો જા. એમ કહી કોરડો ઉગામ્યો:

> એમ કહી ઉગામ્યો કોરડો, વાજતાં લાગી વાર,
> તરત તેજી તલખ્યો, પડ્યો સમુદ્ર મોઝાર.

એટલે ઘોડો છલંગ મારી પાણીમાં પડ્યો, એટલે તો સમુદ્રનાં બે ભાગ થઇ ગયા. કારણ, કે એની પાઘડીએ પેલો મણી બાંધેલો હતો. આ જોઇ વિચાર કરવા લાગ્યો કે આ તે શું? આ વાત જો બીજાને કહું તો મને ગાંડામાં ગણી કાઢે. હશે, બનવાનું તે બન્યા કરે છે. કુદરત આગળ કોઇ ડાહ્યું નથી. એવો વિચાર કરે છે. એટલામાં તો સમુદ્રને પેલે પાર આવી ઉતર્યો. ત્યાં લાલસિંહ ધુતારાનું ગામ હતું તે ગામમાં જઇ પોંહોચ્યો.

હવે આ વાત અહીંથી રહી. પણ પેલા અભેસિહનું સબ રાનમાં પડેલું છે તેનું શું થયું તે જોઇએ. અભેસિહનો ભાઇ તેનું સબ એમનું એમ મુકીને ગયો. તેને ત્રીજો દીવસ થયો એટલે લાખા વણઝારાની પોઠ, હજારો ઊંટ, ઘોડા, ખચ્ચર, વિગેરે દળ વાદળ સહિત ફરતી ફરતી અહીં આવી નિસરી. તેની ખેપર ઉડતી જોઇ, અભેસિહનો ઘોડો જાણે કોઇ કટક મારા સ્વારને મારવા આવે છે એમ સમજ્યો. ઘોડો રજપુતનો છે એટલે તેને શુરાતન આવ્યું. તે પોતાના ધણીને ઉઠાડવા માટે પગ પછાડે છે, ને ખંખારા મારે છે. તે લાખા

વણઝરાનાં માણસોએ સાંભળ્યું. તેથી એક બીજાને કહેવા લાગ્યા કે આજ શુધીતો આપણે જ્યારે ગયા છીએ ત્યારે આ વનમાં કોઇ નજરએ પડ્યું નથી. ને આજ જુવોગી, કોઇના ઘોડા બાંધ્યા છે કે શુ? કે કોઇ રાજાનું લશ્કર આવ્યું છે? કે કોઈ લુટારા પડ્યા છે કે શું? તેથી કોઇએ પાઘડી સંભાળી, કોઇએ કમર તાણી બાંધી. કોઇએ તરવાર મ્યાનમાંથી કાઢી, ને કોઇએ જામગરી ટપકાવી, એમ સૌ સાવચેત થઈ ચાલ્યા. એમ કરતાં જરા પાસે આવીને જોયું તો એક માણસ સુતેલો છે, તેની પાસે તેનાં હથીયાર પડ્યાં છે ને કોઇ દેવાંગી ઘોડો એકવડી દોરીથી બાંધેલો છે. પોઠ છેક પાસે આવી ત્યારે લાખો વણઝારો આ ઘોડાને જોઇ અચંબો પામ્યો કે આવો દેવ રૂપી ઘોડો આવા અઘોર વનમાં કદી દીઠામાં આવ્યો નથી. આવા જનાવરને આ અઘોર વનમાં એકલું મુકીને સુતો છે. એને કાંઈ બીક નથી લાગતી? રખે કોઈ બિચારો વિયોગી સુતેલો હોય, કે કોઈ દર્દી દુઃખી હોય, ભુખ્યો તરસ્યો તરફડતો હોય, તો એને ઊઠાડી એનું દુઃખ સાંભળું. એવા વિચારથી પોતાના સિપાઇઓને કહ્યું કે એને ઉઠાડો. ત્યારે સિપાઇઓએ હામ ભીડી, અભેસિંહનાં સબ પાસે જાય ખરા, પણ પાસે હથીઆર પડેલાં જોઈ ડરીને દુરથીજ બુમ પાડ્યા કરે. કોઈ ઢુંકડે જવાની તો હિમ્મત ધરેજ નહીં, કે રખેને એ જાગી ઉઠે ને માથાં કાપી નાંખે. સિપાઇઓની બિક જોઈ લાખાને ગુસ્સો આવ્યો. તેથી બોલ્યો કે "તમે આટલાં વર્ષ મારૂં અન્ન ખાઇને ચાકરી કરી તેને બટ્ટો લગાડ્યો. આટલો એક માણસ ઉઠાડતો નથી, તો વખતે ધાડ આવી તો કેમ મારશો? તમે સૌ હીજડા છો, ને મારો હરામનો પગાર ખાઓ છો": પોઠ તો પોતાને રસ્તે ચાલતી જાયછે, એટલે જેવો વણઝારો સિપાઇઓને ધમકાવેછે તેવામાં એની

છોકરી રંભાવતીની પાલખી આવી પોહોંચી. તેણીએ સિપાઇનાં મોઢાં ઝાંખાં પડી ગયળાં દીઠાં. હવે પોતે આજ સુધી પોતાના બાપની સામુ કદી બોલી નથી, પણ કર્મધર્મના સંયોગે તેણીને બોલાવી, તેથી તે બોલી કે "દાદાજી સિપાઇઓને શા વાસ્તે કઠોર વચન કહોછો? એમ કાંઈ કોઇને મરવાનો અંત હોય નહીં. એ તમારી ચાકરી કરેછે. માટે જો તમારી આબરૂ જતી હોય, અથવા તમારો માલ લુટાતો હોય તો તેમાં પોતાનું માથું વચમાં નાંખે ને પ્રાણ આપે. પણ સુતા સાપને કોણ જગાડે? એ ગરીબ આદમી પડ્યા, તે જો સુતેલો માણસ કોઈ ગુસ્સાવાળો હોય, તેને છેડ કરી ઉઠાડે તો મારી પાડે, ત્યારે તમે કાંઈ તેમની વચે પડો નહીં. પણ તેવાં માણસની છેડ કરવી હોય તો પોતેજ કરાએ, કે પોતાનો છોકરો હોય તેને કહીએ; કે તમે મોટા માણસ પડ્યાં, તેની છેડ સૌ સહન કરી જાય, ને જો કદી તમારા ઉપર હાથ ઉચકે તો આ તમારા માણસો વચે પડે. માટે એવી મોટમ જોઇએતો પોતેજ કેમ નથી ઉઠાડતા?" આ સાંભળી વણઝારાને ઘણો ગુસ્સો લાગ્યો ને કહ્યું "મારા ભાઇઓ છે, મારો કાકો છે, બીજાં સગાંવાહાલાં છે પણ કોઇ મારા સામે આજ સુધી બોલ્યું નથી. ને તું આજે મારી સામું બોલેછે. તું મારી એકની એક છોકરી છે, મારે છોકરો નથી તો મારો બીજો કોઇ વારસ નથી. ત્યારે મારા મનથી તું મારો છોકરોજ છે. માટે મારા પેટની હઉ તો જા તુંજ ઉઠાડી લાવ્ય." એમ કહી ગુસ્સામાં ચાલતો થયો. બાપનું આવું કડવું વચન સાંભળી છોકરી ચીડાઇ બોલી કે "બાપા એને ઉઠાડી લાવું તોજ તમારી છોકરી ખરી." પછી પાલખી રાખી નીચે ઉતરી પડી. પોતાની દાસીઓ પાસેથી શણગાર લઈ પેહેરી લીધાં. રૂપ પુરેપુરૂં શણગારી ઝાલ ઝાંઝર વિગરે સર્વ આભુષણ પેહેરી લઈ

અભેસિંહનું સબ પડેલું છે, ત્યાં આવી. પોતે પગનાં ઝણકારા માર્યા, ચુડી હલાવી, ઘણી રીતે સ્ત્રિનાં ચરિત્ર કરી બતાવ્યાં; પણ પેલો ઉઠયો નહીં. એટલે કુવરીએ વિચાર કર્યો કે આ પુરૂષ કાંઈ મુરખ નથી કે આટલી બધી વાર સુઈ રહેઃ

ચાતક, ચકવા ને ચતુર નર, નીત દીન ફરે ઉદાસ;
ખર, ઘુડ ને મુરખ નર, એ ત્રણે સુવે નીત વાસ.

તો આ શૂરો નર આવા જંગળમાં આટલો બધો બેભાન થઈ સુઈ ન રહે. કદી સુવે તો મનમાં કાંઈક પણ ડર રહે. અવશ્ય એ મુવેલો છે. એમ વિચારી તેનાં મોં ઉપરથી પીછોડી ખેંચી લીધી ને મોં જોયું તો લીલું છમ થઈ ગયેલું. હવે આ બાઈ સતી છે. એણે કોઈ દીવસ પુરૂષનું મોઢું જોયું નથી, ને જાવું તેને વરવું, એવો એનો નિયમ છે. અભેસિંહ તો મુવેલો પડેલો છે. એને જોઈ એની સાથે એની પરણેતરની પેઠે બળી મરવું, એમ વિચાર કર્યો. ત્યારે સર્પણ તો પડેલાં છેજ; તેની એક મોટી ચેહ સીંચી પોતાના બાપને તેડવા એક માણસ મોકલ્યું, કે હવે હું ઘડી બે ઘડીની છું. માટે મારા પિતા હોય તો મારા પાસે આવી ઉભા રહો. બાપે દોડી આવી કલ્પાંત કરવા માંડયો, કે દીકરી આ શો જુલમ? તેને સતિ થતી વારવા ઘણુએ કહ્યું. ત્યારે પ્રભાવતી બોલી કે બાપા હું સતી છું. તેને બે ભરથાર હોય નહીં ને આને મેં મુવેલો વર્યો. નહીં મરૂં તો મારા સતને દોષ લાગે. બાપે તો રડવા માંડયું. "અરે! મારે દીકરાને ઠેકાણે એક દીકરી તેનાં પણ ભાગ્ય ફુટયાં! અરે પરમેશ્વર આ તે શો જુલમ! અરે! જગબંધુ કંઈ વિચાર કર!"

હવે દુરથી સર્વ વિદ્યા-સંપન્ન એક અંધ બ્રાહ્મણ તથા તેનો બાર વરસનો છોકરો સઘળી તિર્થ યાત્રા કરીને ઘેર જાય

છે. એવામાં તેણે માણસનાં ટુંગની કળાહળ સાંભળી. ત્યારે બાપે પોતાના છોકરાને કહ્યું કે આપણે તિર્થ થઈ આ વનમાંથી ઘણીક વાર ગયા છીએ; પણ માણસોના સાદ સાંભળવામાં આવ્યા નથી. ને આજે તો બહુ શોર સંભળાય છે, તે ચાલ જોઈએ શું છે? હવે છોકરો બાર વરશે ઘેર જાય છે એટલે ઘેર પોહોંચવા બહુ આકુળ વ્યાકુળ થયલો, તે વિચારે છે કે બાપા વળી ક્યાં બે ચાર કલાક રોકાવે છે. તેથી બોલ્યો કે કોણ જાણે ત્યાં શું હશે. ચાલોની આપણે આપણે રસ્તે કે જલદીથી ઘેર જઈએ. એટલામાં તો "જય જય રણછોડ!" કરી સાદ આવવા માંડ્યા કે ઘરડાએ છોકરાને હડસેલો મારી પરાણે ચલાવ્યો, કે ચાલ કોઈ સતિનો સાદ આવેછે, ત્યાં આપણે જવું. પછી બંન્ને ત્યાં ગયા, ને આસપાસ ઉભેલા માણસોને પુછ્યું કે ભાઈ આ શું છે. ત્યારે લાખો બોલ્યો મહારાજ બોલતાં બોલાયું ને આટલું કૌતક બન્યું છે. એમ કહી સઘળી વાત કરીને કરગરી કહ્યું કે માહારાજ કાંઈ ઉપાય હોય તો કરો. આંધળો બોલ્યો "હું સઘળાં વેદપૂરાણ જાણું છું. મંતર જંતર પણ શિખ્યો છું. ને સર્વે શાસ્ત્રો જોયાં છે. એટલે થતું હશે તે કરવામાં કસુર રેહેશે નહીં. આ ધણી જંગળમાં મુવો છે તે કાંઈ બીમાર આવી અહીં સુઈ મુવો નહીં હોય. વન છે માટે એને સો વસા સાપે ડંશ્યો છે ને તેથી જો મુવો હોય તો, ને ત્રણ દીવસ થયા હોય તો, હું સજીવન કરી શકીશ. પણ ત્રણથી વધારે દીવસ થયા હશે તો એને મારાથી ઉભો નહીં કરાય." ત્યારે લાખો બોલ્યો "માહારાજ તમે જુવોની કે સાપે ડંશ્યો છે?" ત્યારે બ્રાહ્મણ બોલ્યો "ભાઈ હું તો આંધળો છું. એટલે મારી આંખે હું જોઈ શકતો નથી. માટે તમે એના વસ્ત્રાદિક કાઢી એનાં શરીરનાં રંગ ઉપરથી વાંત્ત મને કહો." અભેસિંહની છાતી ખોળી, કમર છોડી તપા-

રહ્યું તો તેનું અંગ લીલુંછમ જેવું થઈ ગયલું હતું. પછી તેનું આખું અંગ નિર્ખતાં જમણા પગનો અંગુઠો જોઈ પારખ્યું કે સાપે અવશ્ય અંગુઠો કરડ્યો છે. બ્રાહ્મણે ઝોળીમાંથી સાપનું મોરૂં કાઢી અંગુઠાનાં ડંખ ઉપર લગાવવા કહ્યું. મોરચું થોડીકવારમાં કાળું પડી નિચે ખરી પડ્યું કે બ્રાહ્મણે બીજું વળગાવવા આપ્યુ, કે પેલું સબ જરા ચૈતન્ય થયું. પછી ત્રીજું વળગાડ્યું ને જ્યાં તે ખરી પડ્યું કે તેવોજ અભેસિંહ ઝટ લેતો તરવાર હાથમાં લઈ નિદ્રામાંથી ચીડાઈ ઉઠતો હોય તેમ ઉઠી ઉભો થયો. બ્રાહ્મણ, વણઝારો, વગેરે સર સિપાઈ બિના ને દુર નાઠા; પણ પ્રભાવતી વાંસે ઓઝલ કાઢી ઉભી ને બોલી. “વાહવા! પરદેશી! તમારો પોશાક જોઈ હું તો જાણતી કે તમે કોઈ ઊંચા કુળના છો પણ તમારી ચાલ ઉપરથી તમે તો હિણા માલમ પડો છો. તમારો પોશાક ઊંચો છે. જ્યાં સુધી તે જોયો ત્યાં શુધી તમને ઊંચા લેખ્યા, જેમ કોયલે ઘુંડ ના બોલ્યું ત્યાં સુધી તેને મોરલો સમજી સરવાસ કીધો; પણ બોલ્યો ત્યારે વેણ શુણી નીશાસો મુક્યો. તેમ આજ હું કર્મહિણી તમને હિણા જાણી નીરાશ થાઊં છું. તમે વિચાર કરો કે તમે અહીં કેમ પડેલા હતા. તમે તો અત્રે મુવેલા હતા. ને તમારી પાછળ હું બળી મરતી હતી તેવામાં આ બ્રાહ્મણ આવ્યો. તો હું તો એને બ્રાહ્મણ નહીં, પણ પરમેશ્વરનું કોઈ રૂપ સમજું છું. તેણે તમને સજીવન કીધા. ત્યારે પાસે હોય તો એવાને જર આપો કે ઝવેરાત આપી વિદાય કરો. ને નહીં હોય, તો બે હાથે પગે લાગી ઓશીયાળા થઈ ઉભા રહો. તે અવજી તમે તો તમને ઉગારનારનેજ મારવા દોડો છો. તો હું જાણું છું કે તમે કોઈ ઓછા કુળનાં છો.”

એ સાંભળી અભેસિંહને માતાએ કહેલી સઘળી વાત યાદ આવી તેથી શરમાઈ ગયો. પછી પોતાના ખડીઆમાંથી ઘણી મોહો-

રો, મોતી, તથા જવાહરિ કાઢી પેલા બ્રાહ્મણને આપી માફ માગી. પછી છોકરીએ નાત, કુળ, પુછી વરવા માંગ્યું. પેલો બ્રાહ્મણ પણ તૈયાર હતો તેણે લગ્ન–ક્રીયા કરાવી, ને બેઉને પરણાવ્યાં. જોધપુરનાં કુળમાં છોકરી વરી તેથી વણઝારો ઘણો આનંદ પામ્યો. પછી બાઈ સતિ છે તેણે સત ચડાવી જોયું તો માલમ પડ્યું કે અભેસિંહ ઉપર હજુ બે મૃત્યુ યોગ બાકી છે. ત્યારે બોલી કે "સ્વામિરાજ! તમે દેશવટે જાવોછો, ત્યાં તમને ઘણા ખતરા નડશે. તો તમે જોધપુરનાં રાજાના કુંવર છો, તેનાં રખડવામાં તેની બાયડી સાથે હોય તો શાદીને નીચું લાગશે. માટે કહો તો તમારી સાથ વનમાં આવું, ને કહો તો મારા બાપ સાથે જાઉં. ને આપણા નસીબમાં મેળો થવાનો છે, તે આજથી ત્રણ વરશ પછી છે. ને તે ચંદ્રાવતી નગરીએ થશે, ત્યાં મળીશું." અભેસિંહ પણ પોતાના રઝળવામાં સ્ત્રીને સાથે રાખવામાં હિણું સમજી પ્રભાવતીને તેનાં બાપ ભેળી જવાની રજા આપી કે બંન્ને ઘણા હેત ભાવથી જુદાં થયાં.

હવે પેલો મોટો ભાઈ માનસિંહ તો લાલસિંહ ઠગને પાદરે આવી પુગ્યો છે. પાદરે પાદરે ને સીમે સીમ લાલસિંહના ધુતારા સિપાઈઓ રાહદારીને ઠગવા સારૂ ફરતાજ ફરતા હતા. રાજા માનસિંહને આવતો જોઈ બે સિપાઈ તેની સરભરા કરવા દોડી આવ્યા. ગામના પાદરે એક સારો બાગ છે, ત્યાં તેને ઉતારો આપ્યો. એક પગ ચાંપવા મંડ્યો ને બીજો મીઠી મીઠી વાતો કરવા લાગ્યો. તેઓએ પુછવા માંડ્યું "તમે કોણ છો? કોણના દીકરા ને કયે કારણે અહીંઆ પધાર્યા? અમારો રાજા બહુ સભાગ્યો છે, તે તમારી બરદાસ્ત કરશે." મનસિંહ વાતમાં લેવાયો તેથી પોતાના કુળની તથા પોતાની વિતક વિગેરેની સઘળી વાત માંડીને કહી. પછી બેમાંનો એક સિપાઈ બોલ્યો કે તમે તરસ્યા હશો

લાવો પાણી ભરી લાવું. એમ કહી તરત તેની પાસેથી લોટો લઈ પાણી લેવા ગયો. બીજો ઘોડો પંપાળવા લાગ્યો અને તેને ચારો નાખ્યો. વળી પાછી મીઠી મીઠી વાતો કરવા લાગ્યા, ને કહ્યું કે તમારા સરખા પુણ્ય શાળીના પગલાં અમારે બારણે ક્યાંથી?

દગલબાજ બામણો નમે, એતાં કરે વધનાં,
ચોર, સીંગણ ને દીપડો, ત્રણે નમે હાન;
વારૂ એવા વીર, હોય ધુતારા માનવી.
સોંપીએ શીર ને શરીર, તોય કાળજું કઢિવા કરે*

કદી ધુતારા માણસને ભાઈ કરી રાખ્યો હોય તોપે દગો કરે. જો તેને આપણું શીર ને શરીર બંન્ને આપીયે, તોપણ ધરાય નહીં, ને પછી પેટમાંનું કાળજું કાઢી ખાવાનો ઇરાદો કરે. તેમ માનસિંહને ધુતારી નગરી, તેમાં ધુતારો રાજા, ધુતારી કચેરી ને ધુતારી રૈયત, સર્વો સર્વે ધુતારા મળ્યા છે. એટલે આ બે સિપાઈઓ તેની સરભરા કરેછે તેમાં પણ ધુતવાની કળા છે. તે બેમાંનો એક બોલ્યો કે મહારાજ, આ તો અહીંઆનો પોરેદાર છે ને હું તો ગામનાં શાહુકારનો નોકર છું. મારે જરા કામ છે તેથી હમણા હું આવુંછું, એમ કહી તરત તે લાલસિંહ પાસે ગયો, ને કહ્યું કે માહારાજ એક સારો ભક્ષ આવ્યો છે, તે ફુલાણાનો છોકરો, ફુલાણું તેનું નામ, અને તેની માનું નામ ફુલાણું, વિગેરે સઘલું સાંભળેલું વૃતાંત કહી જણાવ્યું. લાલસિંહે તરત પોતાના ખાસ મલતીઆઓને બોલાવ્યા, તેઓને અમીરનો પોશાક પેહેરાવ્યો, અને તે લોકો પેલા માનસિંહને ઘણા માનથી અને ધામધુમથી દરબારમાં તેડી લાવ્યા. દરબારમાં પણ સહુએ એનીજ વાત કાઢી કે જ્યારે તમે નાહના બાળક હતા ત્યારે તમારા ગા-

* ચારણી ભાશાનું ક્વીત છે.

મમાં દુકાળ પડ્યો. તેથી તમારા દાદાજી આખી કચેરી સહીત અહીં આવીને વસ્યા હતા. હમે પાચ વરસ સુધી તેમની મેમાનગરી કરી, તેમાં હમારો ખજાનો તો ખુટી ગયો હતો, ને વળી બાર ગામ ગીરવી મુકીને પણ તેમની બરદાસ રાખી હતી. તેમાંથી ચાર ગામ તો હજી સુધી છુટાં પણ નથી. ને વળી જ્યારે પાછા વળ્યા ત્યારે અમને એકવાર સંભાસ્યાયે નહીં! છોકરીને તે ક્યાં સુધી હમે પાળીયે? તમે તો બોલાવીજ નહીં તે શું અમારી પાસે કાંઈ નાણાંનો ભંડાર છે કે પાળ્યાજ કરીયે? આવી આવી વાતો સાંભળી માનસિંહને મનમાં લાગ્યું કે આ બધાયે કહેછે તેથી દાદાજી અહીં ખચિત આવ્યા હશે ને પછી કોઈએ વિરોધ ઉપજાવ્યો હશે, તેથી કરીને ગુસ્સામાં કોઈ દીવસ કન્યાને સંભારી પણ નહીં હોય. એટલામાં તો પોતાની લાલણ કુંવરીની દાસી દરબારનાં ચોકમાં નિકળી, કે તરત લાલસિંહે તેને બોલાવીને કહ્યું— હે દાસી અહીં આવ તને વધાઈ આપું, તું કાંઈ જાણેછે? ત્યારે દાસીએ કહ્યું કે ના! શું? ત્યારે પોતે કહ્યું કે જો આ આપણાં માનસિંહજી! એટલું બોલતાં વારજ દાસી બોલી ઓહો! આજ તો આપણે ઘેર સુંનાના સુરજ ઉગ્યા. જેની આપણી કુવરી રોજ પુજા કરતી હતી તે તો મહોલેજ ચડી આવ્યાછે. પણ મારા માનવામાં આવતું નથી, જો માનસિંહજી હોય તો પોતાની રાણીને કદી બોલાવ્યા વગર રહેજ નહીં. વળી તેની સાથે તો લાખ બે લાખ માણસ પણ જોઈએ—એકલા હોયજ નહીં. ત્યારે લાલસિંહ બોલ્યો કે એ તો દેશવટે આવ્યા છે તેથી એકલા નીકળ્યા છે; પણ સાંભળતો ખરી! એને તો ખબર પણ નથી કે આપણે ઘેર એમનો વિવાહ થયલો છે. ત્યારે ધૂતણા દાસી બોલી કેમ દાદાજી જુવો ગરીબના પરમેશ્વર છે કે નહીં? અજીતાસિંહને કાંઈ વિરોધ પડ્યો તો તેથી કુંવરને કાંઈ વાત કહીજ નહીં હોય ને આપણી કુવરી

એના વગર સુકાઇને મરી જાત. પણ ઇશ્વરે કેવી સાહેતા કરી છે? નીકર એમનો દાદા એમને દેશવટો કયાંથી આપે ને વલી માનસિંહ આપણે ત્યાં આવેજ કયાંથી? ખેર, મોટા માણસ છે— બાકી આપણે તો પકીજ ખાતરી કરી હતી કે, પાચ વરસ સુધી તેમની મેમાનગીરી કરીને સઘળો ખજાનો ખુટાડયો. માનસિંહનો જન્મ પણ આપણે અહીં થયો હતો. પેલીહવેલીમાં રાણીજી ઉતર્યાં હતાં ને હમે રોજ માનસિંહજીને હિંચોલા નાખવા જતાં હતાં. મને પરમેશ્વરે બુધી આપી કે એક દીવસ અજીતસિંગ બેઠા હતા ત્યાં આપણી કુંવરીને સંગારીને લઇ આવી. તેથી અજીતસિંહનાં મનમાં આવતાં બે બાળકોને પરણાવ્યાં હતાં. પણ હવે કુવર આપણે ઘર આવ્યા છે તો આપણાં કુલની રીતી પ્રમાણે જમાઇ સાસરે આવે ત્યારે તેની સ્ત્રી પોતાના હાથે જમાડે, માટે હું કુંવરીને કહેવા જઊં છે. પછી થોડા વારમાં દાસી પાછી બોલાવવા આવી કે દાદાજી માનસિંહને મોકલો, ભોજન તયાર છે. માનસિંહ શરમાવા લાગ્યો ત્યારે લાલસિંગ બોલ્યો કે શરમાવછો શુ? એ તો હમારો કુલાચાર છે કે જમાઇ આવે ત્યારે પહેલો સ્ત્રીના હાથે ભોજન કરે. દાસી આગલ ને માનસિંહ પછવાડે એમ બંન્ને ચાલતાં થયાં. પછી મહેલ ઉપર ચઢેછે કે દાસી બોલી — માહરાજ તમે આજ પધાર્યા તેની હું આગલ જઇને વધાઈ ખાઊં—તમે પછવાડે ચઢયા આવજો. દાસી ચડપ દેતી દાદરો ચઢી ગઈ ને બીજે માલે કુંવરી પાશે જઇને કહ્યું કે સંભાલજે એ તો તારે માથે ચાર છોગાં મુકે એવોછે. કુંવરીએ કહ્યું કે બીશ નહી—મારા મ્હોલેથી કોઇ પાછું જીવતું ગઊં નથી તો એનાં શા ભાર છે. માનસિંહ પહેલો દાદરો ચઢી રહ્યો તો સનમુખ કોઇ અઠાગ રૂપવાળી ને ચપલતામાં કાંઈ મણા નથી, એવી પુતલી હાથમાં સોનાની ઝારી લઈ ઉભી છે. માનસિંહ તે જોઇને વિ-

ચાર કરેછે કે હવે એના હાથમાંથી ઝારી લઉં કે એને બોલા-ઊં? પછી વલી વિચાર કર્યો કે રાજકુંવરી તો ઝારી ધરેજ નહીં, તેથી હોય તો દાસીજ હશે. તેવામાં તેની નજર પેલીના નેત્ર ઉપર પડી, ત્યારે જોઉ તો નેત્રને ચમકોનથી, તેથી જાણ્યું કે આ તો કાસ્ટની પુટળી છે.

નેણે નેણાં મલ્યાં, ત્યાં નેત્ર મટકા ના હોય
ચતુર રાજા ચેતી ગયો, કાસ્ટ પુતલ્યાં કોય.

રાજાએ એપ્રમાણે ચેતીને બીજે માલે ચઢવા માંડ્યું. રાજકુંવરીએ ઉપર ઉભી ઉભી જોઈ જાણ્યું કે રાજા ચતુર તો ખરો કે બીજાઓની માફક ઝારી લેવાને કે બોલાવવા ગયો નહી. પછી ઉપર આવ્યો કે કુંવરી એક ઓરડામાં ચક નાખીને ઉ-ભીછે તે માંહે રહીને બોલે છેઃ

આજ આનંદ ને આજરંગ, આજસુરંગા નેહ
સખી અમાની ગોઠમેં, દુધે ઉઠયા મેહ.

એવાં એવાં બહુ બોલમણાં કરીને પુછ્યું—હે સ્વામી-રાજ—હમારો શો અપરાધ કે હમને વિસારી મુકયાં હોય? હમા-રા પિતાજીએ પાચ વરશ સુધી ખાન ખરચ આપ્યા—બાર ગા-મ શાહુકારને લખી આપ્યાં, તેમાથી ચાર તો ઘરે પણ હજી આ-વ્યાં નથી. હમે તો રોજ ઝુરી ઝુરીને મરતાંઃ—

એક ઘડી વિતે નહીં એક દિવસ કેમ જાય
મલવો ઇચ્છે મલનકું, કેસે મલવો થાય.
સજન તમારા દેશમાં કાગદ નહીં કે દામ
લખનેવાળા ના મીલે, કે ભુલે હમારા નામ?
કાગદ નહીં, મશ નહી, કે નહી ગામકી રીત
કાં લખને જાણો નહીં, કે ભાઈ પુરાની પ્રીત?

જ્યારથી શુભજ્યાં જેવડાં થયાં ત્યારથી તમારાજનામનું અર્પણ કરતાં—મ્હેલમાં એકજ દીવો બાળતાં, આભુષણ તજ્યાં, ભોજન તજ્યાં ને ટાઢું શીલું જમતાં. પછી દાસીને હુકમ કર્યો કે દાસી!

કુલ કરવો તો અજ કર, અજ કરવો તો અબ
ઓચીંતાનો આવશે, જમ જમે તો જબ:

વહેલી થા. મારા સ્વામિના હાથ ધોવડાવ ને ભોજન પીરશી જમાડ.—તેવીજ દાસીએ ઝેરનાં પાણીથી ભરેલી ઝારી લઈ ઝટ દઈને ઉભી થઈ. માનસિંહે ખોબામાં પાણી લીધું તો જોઉ કે પાણી મલીન છતાં લીલુછમ ને ભારી છે. તેથી મોં ધોવાને બદલે હાથમાંથીજ ફેંકી દઈ હાથ રૂમાલે લોહી નાખ્યો. પોતાનાં મન સાથે માનસિંહ તો ચેતી ગયો કે આ સર્વમાં દગો ફટકો છે—મારા વિવાહ શું ને બાયડી કેવી? આ તો મને મારી નાખવાનાં બધા પ્રપંચ છે. તેવામાં દાસીએ સુના રૂપાના બાજઠ ઢાલી રાજા માટે ભાત ભાતનાં ભોજન માંડ્યાં. માનસિંહ તો બાજઠ ઉપર મુગો બેશી રહ્યો. દાસી કહેછે માહારાજ જમોની! પણ પેલો જવાબ આપતો નથી ને અમરતો બેશી રહ્યોછે. થોડીક વાર થઇ કે પછી નીચે જોઈ નખવતે જમિન ખોતરવા લાગ્યો. અંત્યે કુવરી પડદામાંથી બોલી:—

સ્વામી અલૂણા કાં થયા—નખે કાં ખોતરો ભીત
અમથી ભલેરી ગોરીયાં, કોઈ ચઢી તમારે ચીત?
પાન સરાસર ફુલરસ, મુખ આગલ નારી શેના
ધ્રુન જાગે દીપક જલે, કંથ કાં અલૂણાં નેણાં?

છેલે, રાજા બોલ્યો કે મારી ગાદીનો ચાલ છે કે બાયડી જુઠું કરીને સ્વામીને ખવડાવે, માટે પહેલાં તું ખા, પછી હું ખાઇશ. ધૂતણાં બોલી—અરે સ્વામિ એ તમે શું બોલ્યા, બાય-

ડીનું જુઠું તે કાંઈ મરદથી ખવાય? બાયડી તો મરદનાં પગની રજ, તે ધણીનું જુઠું ખાય. હું જાણુંછું કે તમે મારી પરિક્ષા કરવાને બોલ્યા કે જોઉં બાયડી કેટલાકમાં છે? માટે તમે જમો ને તમારૂં જુઠું હમે જમીશું." પણ માનસિંહ તો રાઢ લઈને બેઠાછે તે કાંઈ કબુલ કરતો નથી. ત્યારે ધૂતણાં પાછું બોલી કે સ્વામિ હું સેવા કરવા તમારી પાશે ઉભી નથી તેથી તમારા મનમાં કાંઈ ઓછું આવ્યું હશે. પણ હમે હજી કુંવારાં છિયે, હજી ચાર મંગલ ફર્યાં નથી તે સવારમાં ફરી લઈશું. તેથી વેદ મરજાદ ને કુલ મરજાદ લોપીને તમારા પાસે અવાય નહીં, માટે ઓઝળમાં ઉભી છું. પણ સવાર કયારે પડે એજ લાગણી મારા મનમ થઈ રહીછે. હાલ મારી દાસી તમને જમાડે તેમ જમો." પછી દાસીએ પણ ઘણું કહ્યું પણ માનસિંહ એકનો બે થતો નથી. એટલે શિંગાર તો છેજ તેને ધૂતણાંએ સુધાર્યાં—કોઈ જીણાં કાજલ સાર્યાં છે—વાળેવાળ મોતાવલ પરોવ્યા છે— તાજા રંગનાં જરદાર કુસુંબા માથે લપટી ધર્યા છે—એવું રૂપ ધરી જેમ સિંહણ પોતાનાં મારણ ઉપર જાતી હોય તેમ ચડપ લેતી પડદામાંથી બાહેર નિકળી માનસિંહ પાસે આવીને ઉભી. " લ્યો કંથ તમે રાઢ લઈ બેઠા છો, તો હું મારી મરજાદ મેલી આ તમારી આગલ ઉભી. હવે મારા હાથથી તમને જમાડુંછું". એક હાથ માનસિંહની કોટ ઉપર નાખી બીજા હાથે કોળીઓ ભરીને તેના મ્હો આગલ ધરેછે પણ માનસિંહ ખાતો નથી. પેલીએ ઘણેયે હાવભાવ કર્યો પણ તે સર્વ ફોકટ. એટલે ચડપ દેતી કુદકો મારીને ભીંટે કટાર વલગાવેલી હશે તે લઈને બોલી કે તમે જમતા નથી તો આ કટાર મારા પેટમાં મારીને મરીશ. રાજા એકનો બે થતો નથી. પેલી ઘણીયે બીક આપેછે કે હું મરીશ તો તમને હત્યા બેશશે; તોયપણ માનસિંહ બોલ્યો કે તું મરીશ તો તારા જીવથી જઈશ, મ-

ને કાંઈ નથી, પણ મારા કુળની મરજાદ મારાથી લોપાય નહી". હવે કટારી પેલીથી મુકાતી નથી તેમ પોતાનાં પેટમાં મારી શકતી નથીઃ—

હસું તો દંત પરખે, રોઉ તો કાજલ જાય
મનકી સબ મનમાં રહી, ઘન લકડીકુ ખાય.

તેવામાં ચતુર દાસી ચેતી. તેણે ધાઈને કટાર ઝાલી લીધી ને બોલી " બા! એટલામાં આમ શું થાઓછો! હોય રાજા છે. એમનાં મનમાં કાંઈ શક આવ્યો હોય તો લ્યો આ રશોઈ હું ઉચકી નાખુછું, તમે બીજી કરીને જમાડજો. બે ઘડી વાતચીત કરીને જમવાનાં હશે તો તેમ કરશું. હાલતો સેજે બેશીને વાતો કરો." પછી દાસી રશોઈની થાલ ઉઠાવી ગઈ. માનસિંહ પણ બાજઠ ઉપરથી ઉઠ્યા ને રાણીએ પછી પાસે હિંચોળો હતો તે ઉપર જઈ બેશવાને વિનંતી કરી. હવે હિંચોળાની ચાર ઇંસે સુતનાં દોરા લપેટી લીધા હતા ને તે ઉપર ફુલની ચાદર પાથરી હતી. ને તેની આસપાસે ફરતી ફુલની ઝાલર નાખી હતી. હિંચોળાની નીચે ભોયતળિયાં સુધી પોળાણ હતું ને ભોયતળિયે જબરો ખાડો હતો તેમાં ઉભા ભાલા ડાટીયા હતા. તેથી જે કોઈ હિંચોળા ઉપર બેશે તે તુટી પડીને નિચે ભાલાઓથી વીંઢાઈ જાય. પણ માનસિંહ હિંચોડા પાસે ગયો તેવોજ પોતે રાજરીત પ્રમાણે તેનાં આડાં ઉપર એક પગ ટેકવી પહેલેજ ભારથી તરવાર મુકી. તેવાંજ ફુલ નીચે પડતા પટ ખુલી ગયા. આવું જોતાંજ માનસિંહે ધસીને કુંવરી તથા દાસી બંન્નેને તેમનાં ચોટલાવતે એક હાથમાં પકડી બીજા હાથે ધુતણાંએ જે કટાર નાખી હતી તે લઈ મારવાને હાથ ઉગામ્યો. " હેં ચંડાલો! તમે મારો જીવ લેવાને કયારનાં તલપો છો, તો હવે તમારો કાળ આવ્યો છે તેથી તમને જીવતાં મુકીશ ન-

હીં". તેઓ બે-નોએ બહુ બહુ કાલાવાલા કરીને કહ્યુંકે હવે ખરી રશોઈ રાંધી કરીને તમને જમાડીયે ને હમને હમારો જીવ બક્ષિસ કરો. પછી તેઓએ સોગન ખાધાં તેથી તેમને જતાં મેલ્યાં.

માનસિંહને ઢોળિયો ઢાળીને આપ્યો તે ઉપર જઇ બેઠો છે ને કુંવરી પોતે નાહી ધોઇને રશોઈ કરવા ગઇ છે. રશોઈ કરતાં દશ દશ ને પનર પનર પળે બારણામાં આવી જઈ, જોઇને પાછી જાયછે. એમ બે ચાર વખતે પાછી ગઈ ને પછી આવી ત્યારે બોલી "સ્વામિરાજ તમારી સબી મારા દીલમાં એવી ખટકી છે કે તે નજરથી દૂર થઇ શકતીજ નથી. રશોઇ કરતાં પણ રખે હું ભુલી ગઈ હઉં તેથી વારંવાર આવીને તમારૂં મ્હો જોઇ જાઉંછું. આ સ્ત્રિચરિત્રથી જોકે માનસિંહ થોડોજ લેવાયો તોપણ એ થાકેલો છે તથા એને સાત સાત દિવસ જાગ્રણ થયાં છે તેથી ઘડીક થઈ કે તે નિદ્રાવશ થઇને સુઈ ગયો. એને નિદ્રાવશ થયલો જોયો કે દાસીએ વહેલી દોડી જઇને કુંવરીને ચેતવી "ચાલ રાં—ઝડપ કર, રાજા સુતો છે તે હમણા પાછો ઉઠશે માટે તારૂં કરમ કરવું હોય તે કરી લે." પેલી તો લાગલી દોડી આવીને દાસીની સાથે માનસિંહને દોરડા વતે ઢોળીયા ઉપર સીકડી લીધો. પછી કટારી લઇને તેની છાતી ઉપર ચઢી બેઠી, ને હાથ ઉગામીને બોલી— "ઓ માનવી! જાગ ને તારા ઇશ્ટને યાદ કરી લે, કેમકે તારો કાળ ખુટયો છે ને આ ઘડી તારી છેલ્લીજ છે". માનસિંહ જાગ્યો. તેણે પોતાનો શક ખરો પડેલો જોયો, પણ હિમ્મત હાર્યો નહીં. તેતો મૃત્યને ચાહાતો હતો, કેમકે તે પોતાના ચતુર ભાઇના મરણના શોકથી બેદરકાર થયોજ હતો. પણ વળી ડહાપણથી હસીને બોલ્યો "ધૂતણાં માર જલદી માર—તારી કટાર છાતીમાં ખોસીદે" એમ બોલી ખડખડ હસી પડયો ને તેવોજ હસવા સાથે કેહેવા લાગ્યો કે,

"તારા જેવી એક સ્ત્રિ હતી, પણ તારામાં ને તેમાં કંઇજ તફાવત નહોતો."

ધૂતણાં તેના હસવાને, તેની હિમ્મતને લીધે, વલી પોતાના જેવીજ સ્ત્રિનું સ્મરણ, એથી વિચ્યારમાં પડી. તે બોલી, "એ માનવી તે મારા જેવી કોણ સ્ત્રિ તેની વાત કર."

માનસિંહ બોલ્યો, "તે વાત પછી. પહેલાં તું તારી કટાર મારી છાતીમાં માર—ને મારા આત્માને પરલોક મોકલ."

ધૂતણાં બોલી, "ના ના, પ્રથમ વાત કર, પછે હું તારો જાન લઇશ." માનસિંહ મનમાં ખુશી થયો. તેણે વાત ચાલુ કરવામાં પોતાનો છુટકો જોયો. પુરો ચતુર ને જવાન તેથી એકવાર તે અબળાને હાથે કાયર થઇ મરણ પામવા કરતાં કાંઇ ચાતુર્ય્ય થી બચી જવાની આશા રાખીને નિચે પ્રમાણે વારતા ચાલુ કરીઃ—

## હીરણ અપછરા.

"દિલ્હીમાં પાદશાહોના વારામાં શામ પટવો કરીને એક મોટો શાહુકાર હતો. તેને પેટે હીરણ નામની એકની એક સતી દીકરી હતી. તે રૂપમાં રંભા જેવી હતી ને રોજ ઇંદ્રની સભામાં જતી હતીઃ માહા રૂપાળી ને તેજસ્વી કામિની જેના ચીર દીવસનાં કદી ધોવાતાં નહીં."

આ જગો માનસિંહે તાલ કરી કહ્યું "ધૂતણા જરૂર તું મને કટારી માર. તું છાતીપર બેઠીછું તેના ભારથી મારાથી બોલી શકાતું નથી. જોઇએતો માર, યા જોઇએતો છાતીપરથી ઉતરી સામે બેસ, કે વાત કરી શકુ." જાતે બાયડીછે, તેથી તે ચટ છાતીએથી ઉતરીને સામે માચી ઉપર જઇ બેઠીઃ

કાગા વાહલું કુંભજલ, સ્ત્રિ વાહલી વાત,
બ્રાહ્મણને ભોજન ભલું, ગધાને વાહાલી લાત.

"ઉનાળાની ઋતુછે, તેમાં પુનેમનો દીવસ ને મધ્યરાતે શાહજાદો ઘોડા ઉપર સ્વાર થઇને રાત ઘોરવાને નિકલ્યો. તે પોત ઉજાડાની બાગમાં ગયો. ત્યાં કોઇ ભારે સરોવરછે જેની આસપાસ ઘાટ બંધાવેલાછે. ત્યાં ઘોડો લઇને શાહજાદો ઉભોછે, ને જુવેછેતો આકાશમાં ચંદ્રતો એકજછે, પણ સામાકીનારે કોઇ હજારો ચંદ્ર ચલકેછે. તેથી વિસ્મીત થઇને તે પાસ ગયો, તો ત્યાં જેસલો ઘોબી લુગડાં ધુવેછે. શાહજાદાએ પુછ્યું "અલ્યા આટલી રાત્રે શું કરેછે"? તો કહેકે હુરમાના ચીર ધોવા આવ્યોછુ. પછી પુછ્યું કે આ કીનારે આટલું બધું અજવાળું કેમ પડેછે. તો કહ્યું કે ચીર સુકવુંછું, તેની ભાત ( બુટ્ટા ) નો તેજ ને ચંદ્રનો તેજ એકાકાર થઇને અજવાળું થાયછે. શાહજાદાએ પુછ્યું આવાં ચીર કોનાં ? તો બોલ્યો કે સાહેબ, મોહેલની રાણીઓનાં. શાહજાદો ચતુર હતો, તેણે જોયું કે આવી ભાત કોઇ બેગમનાં ચીરનાં હોય નહી. એ ભાત હીંદવાણી ઘાટનાંછે. તેથી ચાપળો ઉગામી બે ચાર તેના બરડા ઉપર દીધા કે બોલી ઉઠ્યો—લ્યો, મહારાજ ખરૂં કહુંછુ. પછી કહ્યું કે એ ચીરતો ઇંદ્રનાં ઘરનાંછે ને તે આપના શેહેરના શામ પટવારીની દીકરી હીરણનાં છે. તે પદ્મણીછે. તેના પરસેવામાં સુગંધી હોયછે, તે ઉપર ભમરા દોડી આવેછે. તેથી એ ચીર દિવસનાં ધોવાય નહીં, ને રાતનાંજ ધોયે છીયે. હિરણ જાતે દેવાંગનાછે. પણ ઇંદ્રના શાપથી તે મૃત્ય લોકમાં જન્મીછે. હાલપણ રોજ રાત્રે એને તેડવા આકાશથી વિમાન આવેછે."

માનસિંહ આ વખતે જરા ગુંચવાયો ને બોલ્યો, " ઘૂતણા મારેથી આ જંજાલી હાલતમાં વાત થાય એમ નથી. જોઇ એતો માર, નહીંતો છાતીપરનો આંટો ઢીલો કર, કે જરા દમ લેવાય." ઘૂતણા વાતની લેહેરમાં લીન થતી ચાલી હતી, તે તરત ઉઠીને બંધ ઢીલા કરી પાછી સામે જઇ બેઠી. માનસિંહ આગલ ચાલ્યોઃ—

ખાટ ઉપર ચીર સુકાવા નાખ્યાં હતાં તેમાંથી શાહજાદાએ એક ચીર ઉઠાવી લીધી ને આશક બની જઇને તેને ઉખેડતો ને સંકેલતો પોતાને મહેલે આવ્યો. પણ તેને મેહેલ ને માયા કેવલ આગ સમાન લાગ્યાં. તેનાં મુખમાં હીરણની લવણાં ચાલી. તે ખાતો નથી, પીતો નથી, ને પોતાના બાપને ચીર દેખાડીને કહેછે કે, આ પેહેરનારી સાથે પરણાવશો તોજ જીવીશ. આ હાલતમાં ત્રણ દિવશ વહી ગયા, તેણે અન્નનો એક કોળીઓ કે પાણીનો ઘુટડો પીધો નથી. લાગણમાં સુકાઇ જઇને શાહજાદાના રૂપથી કેવલ બીજો અવતાર બન્યો. આ વાત દીલ્હિપતિ બાદશાહને ખબર પડતાં બોલ્યો કે હું આ કામમાં હાથ ઘાલીશ નહી. પટવો મારા રાજમાં મોટો શાહુકારછે. તે હીંદુછે. તેના ધર્મથી ઉલટી વાત તે સાથ કરીને તેનું મન હું દુઝવવાનો નથી. માટે શાહજાદો મન મારીને જોઇ એતો બીજી કોઇ રૂપાળી પોતાને અનકુળ પડતી રાજકુંમારીકા વિશે માગણી કરે. પણ બાદશાહની વાતથી શાહજાદાને અસર થઇ નહીં. તેના તો રોમે રોમ હીરણાં વ્યાપી ગઇછે.

“બાદશાહની શકત પ્રેરણાંથી શાહજાદો વધુજ આશક થતો ગયો. તે બીછાને પડ્યો પડ્યો આકાશમાંનાં તારાના સમુહ સાથ હીરણનાં ચીરના બુટ્ટાઓને સરખાવવા લાગ્યો કે એજ તારાછે. ને હીરણ પાસે હોયતો તે ચંદ્ર છે. તે લડાએક હતો. ઘણી વખતે લડાઇઓ મારી કિર્તિ મેળવી કિલ્લાઓ જપત કરતાં તેણે મેહેલોમાં ઘણી રાજકન્યા ને રાણીઓને જોઇ હતી. પણ તે સંધી કરતાં હીરણને વગર જોયે તે તેના ઉપર આશક થઇ આંધલો થયો હતો !

“શાહજાદાની હાલત બિરબલને બહુ લાગી. તેણે શાહજાદાને મલીને ધીરજ આપીં. “જેહાંપનાહ! હું જાતે પટવાને સમજાવીને આપને હીરણ મેલવી આપવાની કોશેશ કરૂંછું.” એટલું સાંભળતાં

શાહજાદો ચટ દઈ ઉભો થયો ને દિવાનને કોટી કરી રડી પડ્યો. તરવારનું કામ હતે તો આખી ફોજમાં હું ભંગાણ પાડું, એવો સમર્થ છુ. પણ પ્રેમનાં ફાંસામાં નાચારછુ. વળી તેમાં ધર્મનુ બાહનુ આવેથી ખીજી નાચારીછે, માટે તમે હીરણ જો મેલવી પરણાવી આપો તો આ મારૂ જીવતર તમારૂજ જાણીશ."

માનસિંગ વળી અકળાયો, "હો ધુતણાં જોઇ એતો જાન લે. મને તેની કસી પરવા નથી. નહિતો મારાબંધ ઢીલા કર, ને કમ્મર તરફનો ગાંઠ છોડ." ધુતણાં હીરણની વાતમાં લીન થયલી, તેણે કાંઈ પણ વિચાર વના બંધ ઢીલા કર્યા—ને અસલી જગોપર જઈ બેઠી. માનસિંગ વાત કરેછેઃ—

"હીરણનો મેહેલ એક આકાશનું મંદીર હોય એવો હતો. તેનો ઘાટ હિંદુ દેવાળયોને મલતો હતો. તેની બાગ બગીચાની રચના દેવતાઓને અરપણ થતાં પુષ્પ તરૂવરોથી ભરપૂર હતી. તેના આગલે દરવાજે ગાએની પાષાણ મુર્તિ હતી. તેના મેહેલમાં જવાને કોઈ જાતનો અટકાવ ન હોતો. પણ માનવી તેના મેહેલમાં પ્રવેશ થવાને અશકત હતો—સબબ સતિનું સત તેના મેહેલની અણદીઠ ચોકી રાખતું. અને તરૂવરો ઉપરથી કોયલોનું ગાનતાન માનવીને ભુલાવી બાગમાંજ રખડાવી મારતું.

" આ વખતે હીરણ બાલેબાલ મોતી પ્રોવી, મોતીની ગુંઠેળી સાલુડી પેહરીને, મોતીના મોટા દાણાઓ સાથે રમતી સેજ ઉપર પડી હતી. મુકતાફલની ઝાલર તે સેજની આસપાસ ઓરવી હતી; અને ચાર પાયે ચાર ગુછાદાર પચરંગી ફુલોનાં તકીયાં પડેલા હતા. આ ફુલો, આ હીરણા, ને આ મોતીઓના દાણા, ને મોતીના શિંગાર-એથી તે દિવાનખાનું કેવું શોભિતું દેખાતુંહતું! સંગેમરમરના રંગ બેરંગી પાષાણોથી ચણાયલું ને કાચના તખતાઓ આસપાસની દિવાલે જડેલા, તેમાં એક હીરણાં નહીં, પણ સેંકડો હીર-

ણાથી તે દિવાનખાનું દેદિપાયમાન થયું હતું. આ સ્થાનકે બિરબલ દાખલ થયો. પણ જાંહાં જોયે ત્યાં હીરણા, હીરણા ને હીરણાજ તેની નજરે પડી. જેમ માન ખાતર નમે તેમ તેમ તે ભોળવાય. ચતુરોમાં ખપેલો એવો જે બિરબલ તે આજે ઝાંખો પડ્યો. આ ગભરાટમાં તે હતો તેટલામાં હીરણા ઝબકી ઉઠી. જાણે આસમાનમાં એકાએક વાદળ ફાટી ચંદ્ર પ્રકાશ્યોની! તેણે નેણ ફેરવી બિરબલને ત્યાંજ બેસવા અણસારો કર્યો. બિરબલે સતિને ઝવાર કર્યા, ને સતિએ તેને આવ્યાનું કારણ પુછ્યું. આ વેળા તેની મુખ વાણીથી મીઠાસ લજીત થઈ હોયની, તેવી ધ્વનિ હવામાં ઉડી રહી. દિવાનની બુધ્ધિ તો શાંત થઈ. પણ શાહજાદાને આપેલા કોલે તેની બુધ્ધિને પાછી સ્થાઈ કરેથી તે સાવધ થયો. ને વિનવવા લાગ્યો."

માનસિંહે આ જગોએ વાત બંધ કરીને ધૂતણાને કહ્યું કે, "મારૂં શરીર બહુ સીકડાઈ ગયું છે. તે બધું ઢીલું કરે તો મને સુવાન વળે ને વાત થાય. નીકર રહેવાદે." ધૂતણા જુલીને સગવડ કરી આપેછે ને વાત ચાલેછેઃ

"દિવાન બોલ્યો. બા! હું તારા બાપનો જુનો મિત્ર છું, ને તેની રજાથી તને અરજ કરવા આવ્યોછું. જો કબુલ કરીશ તો સર્વને ઉગારીશ. નહીંતો સહીંકટો લોથ પડશે. હીરણે બિરબલને નિવેદન કરવાને ફરમાવ્યુ પણ દિવાને વચન લીધા વગર વાત કરવામાં સાર ન જોયો. છેલે હીરણ વચન હારી અને દિવાને શાહજાદાનો મ્હો જાહેર કર્યો. હીરણ થોડો વખત ચૂપ રહી. છેલે હીરણે પરણવાનું તો ના કહ્યું, પણ સાત દિવસ સાત ચોપટની બાજી શાહજાદા પાસે જઈને રમવાને કબુલ કર્યુ. દિવાને વિચાર્યું કે, હાલ તરત એટલુંએ ઠીકછે. વળી એમાંથી પ્રેમ પોતાની બાજી આગલ ચલાવશે. આ લાંબી બુદ્ધિએ બિરબલ હીરણે

જેમ કહ્યું તેમ કબુલ કરી ત્યાંથી ઉઠ્યો. પણ તેની સખી તેના ડોળામાંજ છપાઈ રહી.

"બિરબલે આવીને શાહજાદાને ઉપલી વિતક કહી. તેણે જાહેર કર્યું કે હીરણને પરણવાની આશા તો તારે બીજા ભવમાંજ રાખવી. પણ હાલ હું તેનો ને તારો મેળાપ કરાવી શકીશ, તેથીજ સંતોખો. તે તારા મ્હોલે સાત રાત્ર આવીને તારી સાથે ચોસરની બાજી રમવાને કબુલ થઈ છે. તેથી તારામાં કળા હોયતો તું તેને તારી કરી શકીશ. પણ જો કાંઈ બળાત્કાર કર્યો તો એ સતિછે તે તને બાળીને ભસ્મ કરી નાંખશે. માટે સાંભળીને ચાલજે.

"હીરણ ઠાઠમાઠ કરી દિવાનને કબુલાત આપ્યા મુજબ પોતાના મેહેલથી સાંજનું ઝળઝળું થતાં હાથમાં રત્ન જડિત ફાનસ લઈ નિકળી. તે ચૌટાવચે થઈને ગઈ. પગમાં ઝાંઝરનો ઝમકાર થાયછે અને જેમ દામની આકાશ ઉપર નાચી પાછી ઢંકાઈ જાયછે તેમ તેનાં પગલે પગલે રમઝમ કરતી વિનોદમાં ચાલી. ને દિવાનખાનામાં પોહોંચી. તેનુ તેજ જોઈ શાહજાદો તો પોતાની ગતિ ભુલી ગયો. ગમે એમ કરી બોલવા જાય પણ બોલાય નહીં ને ગોટુંપોટું થઈ બીછાનાપર પડી રહ્યો. સામે ચોસરબાજી માંડી રાખી હતી, પણ ઉઠીને રમવા જેટલીયે શુધિ શાહજાદામાં રહી નહીં. તેથી હીરણે થોડો વખત થોભી બંન્ને બાજી પોતે રમીને પુરી કરી. મધ્યરાત થઈ કે પાછી પોતાનું રત્ન જડિત ફાનસ લઈ ઉઠી ચાલી. શાહજાદો એટલો તો ગરક થઈ ગયો હતો કે, તે કયારે ગઈ તે વખત પણ જાણી શકયો નહીં. જ્યારે દિવાનખાનું સુનું પડ્યું ત્યારે ચાંદની તરતની ખીલી રહી હતી. અને શાહજાદાની જબાન પણ ઉપડી.

"ઓ! હીરણ તારૂં રૂપ જોયા આગલ હું આશક થયો હતે પણ તેની ખરી લાગણીતો મને આ ઘડીએજ થઈ છે. અરે તું ગઈ! ને આ ઝળઝળું પાછલ મેલી ગઈ." તે ચાંદને જોઈ બોલેછે,

"ચંદા તારી બડાઈ શી છે? મારી હીરણને જોઈને તારો ગર્વ ઉ-તાર." પછી પવનના સપાટાને કહેછે, "પવન તું તારા વેગ ઉપર ના ઝંપલાવ. તું મારી હીરણને જો કે તે કેવે વેગે ગઈ છે!" ચકવીના દુરથી આવતા અવાજને કહે છે, "પ્રેમદર્દી તું મને જો. કે મારી માશુક મારી પાસ છતાં હું કેવો અભાગ્યો રહ્યોછું. તો તું સંતોષ્યા કે પ્રભાતે તું તારા ચકવાને મળશે અને હું તો નિરાશજ રહીશ!"

"આ રીતે તે પ્રભાત તલગ બડબડતો હતો. દિવાન તેને રાતની ખુશાલી પુછવા આવ્યો, તે તેનો હાલ જોઈ બહુ મુઝ્યો. પણ દિલાસો દેઈ ને પાછો ગયો. અને એ પ્રમાણે ત્રણ રાત હીરણ ચોપટ રમવા આવી. પણ પેહેલી રાત કરતાં શાહજાદાની હિમ્મત કાંઈ વધારે ચાલી નહીં. તેથી હીરણ પેહેલી રાત માફકજ બંન્ને બાજી પોતે પુરી કરી ચાલતી થઈ."

માનસિંહ બહુ અકળાયો ને બોલ્યો "ધૂતણા હવે તો આ હા-લતે મારેથી જરાપણ વાત થાય એમ નથી. મને કટાર માર. જયારે મોતજ આવ્યુંછે તો રજપુત બચ્ચો ડરે શેનો? પણ વાત સાંભળવી હોય તો મારા હાથ બંધથી છુટા કર. શરીર જેમનું તેમ રેહેશે તો મને ભય નથી." ધૂતણા બોલી, લ્યો, હાથ છુટાકરૂંછું. વાતમાં અતિ લીન થવાથી પોતાની ગતિ ને ઉદ્યમ ભુલી જઈને હવે માન-સિંહ ઉપર તેનો વ્હાલપણ ઉપન્યો જાયછે.

"બિરબલે જાણે જોયું કે આમતો સઘલા દિવસ જતાં પણ કાંઈ વળવાનુ નથી, ત્યારે શાહજાદાને કહ્યું કે તુ એનું મોં જોતાં અં-જાઈ જાયછે તો એ ઉઠીને જાય ત્યારે તેની પાછલ જા ને તેની હીલચાલ જો. શાહજાદો બોલ્યો કે એને હું જોઈજ શકતો નથી, ત્યાં એની વાંસે જઉ તો મને જીવતોજ ખાઈ જાય તો. બિરબલે તેને શમજાવ્યો કે ગમે તેવી પણ હીરણ સ્ત્રિ જાતિ છે તેનાં રૂપથી તૂં અંજાયોછે—બાકી તેનાંમા કાંઈ નથી. તૂં હિમ્મત ધરીશ તો તે તારા

પગ પુજશે. એમ કહી ઘણી રીતે શાહજાદાને શમજાવી તેનાં દીલને ધીરજ આપી તેથી દિવાનની યુક્તિ પ્રમાણે ચાલવાને તેણે સ્વિકાર્યું.

"આ યુક્તિથી શાહાજાદો હીરણ ચોથી રાત્રે ચોપટના બંને દાવ ખેલી ઉઠી ચાલી ત્યારે છુપો તેની વાંસે પડ્યો. તે રત્ન જડિત ફાનસ લઈ જેમ કોઈ અદ્‌ભૂત રૂપ હવા ઉપર તરતું ઉડી જાએ છે, તેમ પોતાના મેહેલમાં ગઈ. મોતી ને ઝવેરના શિણગાર સાથે લેઈને એક કનક થાલમાં સાત લાડવા મેલી છનનન છનનન ઝાંઝરનો ઝણકાર કરતી સરોવર ઉપર આવી. ત્યાં કિનારે થાલ મેલી ધ્યાન ધરી સ્મરણ કર્યું કે ઝળળળ કરતું આકાશમાંથી વિમાન ઉતર્યું. તેમાં બીજી છ અપછરા હતી. એ સખીઓને મળી તેમણે પેલા સાત લાડવા વેંહચી ખાધા. પછી સરોવરમાં નહાવન કરવા પડી. પછી નવા શિંગાર સજી તેઓ વિમાન ઉપર ચઢી બેઠાં, અને નજરથી ગુમ થઈ ગયાં. શાહજાદો આ કૌતક જોઈ પોતાને મ્હોલે આવ્યો. બીજે દિવસે દિવાનને સર્વ વિગત જણાવી. પ્રધાન આશ્ચર્ય પામીને બોલ્યો, "શાહજાદા એ તો ઠીક છે. હવે આવતી કાલે તેઓ ન જાણે તેમ વિમાનમાં તું પણ ચઢી બેસજે ને તે કયાં જાયછે તે જો. કદાચ ઇંદ્રને ત્યાં ગાનતાન કરવા જતી હશે, ને પેલી છ સખી તેને બોલાવવા આવનારી અપછરા હશે. આજ રાતે બચિંત પછવાડે જઇને સાત લાડવામાંથી એક લઈ લેજે, ને વિમાનમાં ભરાઈ બેસજે. પછી સાથે ઉડજે ને જે ચરચા જોય તે હિરણને કાલે કહી તો જો! પછી બીજી વાત." તે પ્રમાણે જેવી હિરણ બંને દાવ ચલાવી ઉઠીને ચાલી, કે શાહાજાદો તેની પુંઠે પડ્યો. થાલ મુકી સખીયોને તેડે છે તેટલામાં શાહાજાદાએ એક લાડવો ઉઠાવી લીધો, ને વિમાનનાં ખાનાંમાં ભરાઈ ગયો. સખીઓ સાગરમાંથી નિકળીને લાડવા જોય છે તો એક ઘટીયો. ત્યારે હીરણ મનમાં સમજી કે

કદાચ ઉતાવળમાં એકુ ભુલી હશે. પછી વિમાનમાં બેઠાં. વિમાન આકાશે જેમ પુંછડીઓ તારો ઉડે તેમ ઉડી રહ્યું ને એક ઘટીકાને સુમારે સ્વર્ગમાં જઇ પોંહોંચ્યું. જ્યારે શાહજાદો સ્વર્ગમાં ઉતર્યો ત્યારે તેની બુદ્ધિ નાઠી. તેની આશ્ચર્યતાની અવધી થઇ. જ્યાં જોય ત્યાં સિતાર ને તંબુરા ને સારંગી ચાલી રહેલી. જ્યાં જોય ત્યાં ગંધર્વ ને અપછરા પ્રેમ રસમાં ચકચુર પડેલાં. હીરણ ને તેની સખીયો પાછળ ચાલતાં ચાલતાં તે એક મ્હેલને આંગણે આવ્યો. આ મેહેલ તમામ મોતીઓથી ચણેલો ને દેવતાઓ અને ગંધર્વ એમનાથી ભરી ચીકાર થયલો. તે મ્હોલમાં વચે મોર–સિંહાસન ઉપર ઇંદ્ર રાજા બીરાજેલા ને અપછરા તેની દાંયે બાંયે નાચી રહેલી. ગાયનના સુર એવા નિકળી રહેલા છે કે પવન મોહી રહ્યો ને હાલતો નથી. વીજલી સ્થંભ ઉભેલી ને મેઘ નિર્મલ થઇ ગયલો હતો. ઇંદ્રના મસ્તક ઉપર મલાર મેઘાડંબર ધરીને ઉભો હતો. વસંત પંખો હલાવી રહેલો હતો. ને ફાગન જેવી છકેલી છબીલીઓ છનનન છનનન ઠનનન ઠનનન કરતી તાનથી નૃત્ય કરતી હતી. તેવામાં ઇંદ્રે હસીને હીરણને આસન દેખાડ્યું. અંહી શાહજાદો તેની પાછળજ બેઠો. બે ઘટીકા થઇને હીરણે ગાયન શીરૂ કીધું; પણ તબલચીની જગ્યા શાહાજાદો લઇ બેઠો હતો તેણે આ રંગમાં ચકચુર થઇ તબલો વગાડવા માંડયો. તે પ્રેમનો મારેલો તેથી તેનાં વગાડવામાં પ્રેમનાંજ પડઘા ઉઠ્યા. તો પછી હીરણનાં ગાનામાં પુછવુંજ શું ? થાપે થાપ પડતાં હીરણને રોમે રોમ સુર ચઢ્યું તેથી ગંધર્વો પણ વાહ વાહ કરી રહ્યા. ઇંદ્રનું ઇંદ્રાસન પણ તેના ગાયન સાથ નાચવા લાગ્યું છે. અને તબલચીની ઉમંગ ભરી થાપોથી હીરણ સિંહણ સમી ધુમી રહી છે. આ વેળા ઇંદ્ર વાહ વાહ કરતો ઉઠ્યો ને તબલચીના ઉપર પોતાના હાથે મોતીનો દો ફેંક્યો. નટનો સમય થયો ને શાહાજાદાએ તે રાગણીની થાપ લીધી કે હીરણ નટમાં

ઉતરી. ને ઉમગંમાં ને ઉમગંમાં શાહજાદાને પોતાનો રૂમાલ આંટી નટની છાયાં ધુમારી. સુર ચહડયું—તાને બાણ કરતાંયે વધારે તાણ માર્યું—ને તબલા ઉપર ગિરિ નાચવા લાગ્યો! ઇંદ્રતો એટલો ખુશ થયો કે હીરણને સોળે શિંગાર ભેટ કર્યા ને તબલચીને પોતાની અ-અદ્ભૂત કટાર આપી. હીરણે પણ આજનો ઓચ્છવ સઘળો તબલચીથીજ થયલો જાણી પોતાનો નવસેરી હાર શાહજાદાને આપ્યો. પ્રભાતનો વખત થયો એટલે ભૈરવ મચાવવાને સારૂ ગ-ગડાત ગંધર્વ આવીને ઉભો. ત્યારે હીરણ પ્રણામ કરી સખીઓ સાથે ઉડી ચાલી. શાહાજાદો આ વખત ચુપચુપ આગળ જઇ વિમાનનાં ખાનાંમાં ભરાઇ બેઠો, ને સરોવર કિનારે ઉતરી પો-તાને મ્હોલે ગયો. ને હજીતો શિંગાર દૂર કરી પલંગપર કરાર લેછે, તેટલામાં દિવાન આવ્યો, જેને શાહજાદાએ રાતની ચરચાનું બયાન કર્યું. તે સાંભળતાંજ દિવાન બોલી ઉઠ્યો કે, આજ રાત્રે તે બાજી રમવા આવે ત્યારે તું ઉઠજે ને બાજી ખેલજે ને આ સઘળી વાત જાણે તને સ્વપ્ન થયું હોય તમે તેની આગલ વર્ણવજે કે તે લજ્યા પામતાંજ બાજી હારી જશે. પણ એ સ્વપ્ન છે એમ કહી તે તને ઉડાવશે. ત્યારે તું લાડવો, મોતીનો દડો, કટાર, રૂમાલ એ સર્વ તેના મોં આગળ ધરજે. તેથી તે તારા પગ પુજશે. શાહાજાદાએ રાતના હીરણ આવીકે દિવાનના કહ્યા પ્રમાણે કહી બતાવ્યું, કે હી-રણ શાહજાદાને આલિંગન કરીને બોલી, "તમે આજથી મારા સ્વામિ ને હું તમારી રાણી."

આ બોલતાંજ માનસિંહે ઢીલા બંધથી ખલાશ થઇ સિંહ મા-ફક ફાલ ભરીને સીરોઇ ઉઠાવી લીધી. ધૂતણા તરતજ આલિંગન કરી પડીઃ

"હું પણ તમારા પગ ઉપર પડું છું ને તે ખરા આફીનથી. તમે આજથી મારા સ્વામિ!" એમ કરી તેની કોટે ટીંગાઇ રહી.

"સ્વામી મને મારો, ચાહે ઉગારો; પણ હું હવે દગો કરવાની નથી. આકાશમાં તારાઓ જોકે ચાંદનીમાં ઢંકાય છે, પણ પોતાની જાતથી જરાએ ઓછા થતા નથી, તેમ જોકે ધૂતણાનાં ઢોંગે હું ઢંકાઈ હતી, તોપણ અબળા પ્રેમાધિન એકની એકજ જાત છુ. હું આ જથી તમને વરી ને લોભ પાપ તજ્યો. જે કટારી તમને મારવા ઉગામી હતી, તેજ કટારી હવે મારા બાપના પેટમાં મારૂં, કે તેણે મને આ ધંધો સીખવી ભ્રષ્ટ કીધી હતી."

આ વેળા ધુતણાની છબી બહુ પ્રકાશતી હતી. ચોટલો છુટી જઈ નાગણની માફક છાતીપર લટકતો હતો. તેના નેણમાં પણ તેજ આવી ગયું ને તેણે કટારી હાથ ધરી ચાલવા માંડયુ. માનસિંહે તેના બાપને મારવાથી બહુ કહીને સમજાવી. ત્યારે કબુલ કર્યું કે જો મારો બાપ ધુતવાનો ધંધો મુકવાને વચન આપશે તો તેને જીવતો મુકીશ. એટલું કહી ધુતણા બાપની કચેરીમાં આવી ખડી રહી. "બાપા! આજે જે જુવાન આવ્યોછે, તેને હું વરી છું, ને તું મારો બાપ હોય તો આજથી આ દારિદ્રતાનો ધંધો તજ્ય ને માનવી થા; નહિ તો તું મારો બાપ નહિ ને હું તારી દીકરી નહિ. આ કટારી જો—જલદી બોલ, ને તારૂં નસીબ ફેરવ. કાંતો કટાર મારી તને નાબુદ કરૂંછું, કાંતો માનવી થવા કબુલ કર." ધુતીનગરનો રાજા પોતાની દીકરીની આ કાંતી જોઈ બીનો, ને છોકરીએ જેમ કહ્યું તેમ વચન આપી સોગન ખાધાં. પછી તે પોતાના જમાઈ પાસે આવ્યો. રાજ્ય ધારાથી પોતાની દીકરીના વિવાહ કરી આપ્યા. ધૂતણા ને માનસિંહે બંને ખરા સ્નેહ ને આનંદમાં ઘણાં દિવસ ગુજાર્યા. પછી માનસિંહને ભાન આવ્યું કે બાપે મને દેશવટો દીધોછે ત્યારે તો કોઈ ચાકરી કરીને ખાઇએ કે નવું રાજ સ્થાપિએ. તે બદલે હું તો પડી રહીને સાસરીયાનું ખાઉછું તે મને શોભે નહી. પછી પોતાની સ્ત્રિને આ વિચાર જણાવી રજા માંગી. સ્ત્રિએ બહુ કલ્પાંત કર્યુંઃ

કંથ કસુમે મોળીએ, કામન બાળે વેશ,
છેલ મુજને છોડી ચલ્યો, પ્રિતમ જાય પરદેશ.
તમ વનાંનાં એકલાં, સુનાં દીસે શહેર,
ભોજનતો ભાવે નહીં, અનડાં કડવાં ઝેર.
સજન પ્રિત લગાઇકે, દુર દેશ મત જાવ,
રહોને અપને શેહેરમાં, હમ માગે તમ ખાવ.

પણ માનસિંહ દૃઢ રહ્યો ને અંત્યે ચાલી નિકળચો. તેની વાંસે લાલણે સેજ, શૃંગાર, ને મીઠાં ભોજન તજ્યાં ને પેહલાં જે જે વાણાં ધુત બાજીથી બાલી હતી તે ઝીગરની દાઝથી હવે ખરી રીતે પાળવા લાગી. માનસિંહ ચાલ્યો ચાલ્યો કેટલાક માસે ચંદ્રાવતી શેહેરમાં જઇ પોહોચ્યો. ત્યાંનો રાજા મરણ પામી તેનો નિર્વંશ ગયો હતો. તેની પછવાડે કોને ગાદીપતિ કરવો તે વિશે તકરાર ઉઠી. અંતે દિવાનોએ એકામતે ઠરાવ કર્યો કે મલકમાં જે પરદેશી ઉગમણનાં દરવાજામાં પેહેલો પેશે તેને રાજ સુંપવું. તે વખતે માનસિંહ પેહેલે ભાગોળમાં પેઠો, તે જોઇ દિવાનોએ તેને ચંદ્રાવતેનું રાજ સુંપ્યું.

આ તરફ સતિને જવાર કરી અભેસિંહ ઘોડો ખેડતો ખેડતો ચંદ્રાવતી આવ્યો. ભાગોળે આવી પોહોંચ્યો ત્યારે રાત પડી હતી તેથી તેણે ભાગોળ આગળજ ઉતારો કર્યો. તેનો પોશાક ને ઘોડો જોઇ ચોકીયાતોએ તેની ખાતર બરદાસ કરીને પોતા પાસેનો મિઠાઇ મેવો આગળ ધર્યો. અભેસિંહ થાકેલો તે જેવો તેવો ઠુંગો કરી હથિઆર છોડીને પડખે મેલી ઉંઘી ગયો. ચોકીયાતો તેના આભુશણ ને હથિઆર જોઇને લલચાયા. તેથી તે પૂર નિદ્રાવશ થયો કે તેના ઉપર હથિઆર લઇને તુટી પડ્યા. ને છેક મડદા જેવો થઇ રહ્યો કે લુંટી લઇને તેનાં લોથપોથ થયલા અંગની એક ગાંસડી બાંધી દરવાજા પાંસેના ખાડમાં નાંખીને તેઓ સુઇ ગયા.

વાણું વાયુ ને શેહેરના કુંભારોનો પટેલ નિભાડા માટે માટી ખોદવા ખાડામાં ઉતર્યો, તો તેણે એક માનવીના લોથની ગાંસડી જોઈ. પણ તેને હજી સ્વાસ ચાલતો હતો, તેથી તેને ઉપાડી પોતાના ગધેડા ઉપર લાધીને ઘર લાવ્યો. તેને મલમ પટ્ટો કરીને સાજો કર્યો ને પોતાને કાંઈ છોરૂ છઈયૈં ન હોવાથી દીકરો કરી લીધો. અભેસિંહ આ વેળા પોતાની પદવીનો ખીઆલ ન કરતાં પોતે કુંભાર થઈ રહ્યો. જે દિવસે તેનું પગલું પટેલને ત્યાં પડ્યું ત્યારથી તેને ત્યાં લીલાલેહેર થઈ રહી. તે રોજ પોતાના ધરમ પિતા સાથે કુંભારના રોજગારમાં ભેલાતો હતો, ને સર્વ કારભાર પોતે ચલાવી કુંભારની નાતમાં યશ પામ્યો. તેની પ્રોઢ ચાલથી કુંભારોમાંપણ જોવા જેવો ફેરફાર થયો.

પણ તેના નસીબમાં દેશવટાની મુદત આમ એકાંત વાસે ગુજારવાની ન હતી. શેહેરમાંનાં બે વેહવારીઆ જવેરચંદ ને સૂરચંદે વાહાણ બંધાવી તેમાં લાખો રૂપીયાનો માલ ભર્યો. પણ વાહાણ અવ જોગમાં બાંધ્યું તેથી તે બારામાંથી નીકલતુ નથી. જોશીઓએ જોશ જોયા ને કહ્યું કે એને કોઈ બત્રીસાનો ભોગ આપવો પડશે. જવેરચંદ ને સૂરચંદ બે ભાઈ નગર શેઠ હતા તથા દિવાનના શગા હતા એટલે તેમને તો કોઇ બત્રીસ લક્ષણો નજરેજ પડવાની ખોટી હતી. કોઇ ગરીબને ત્યાંથી બત્રીસો પકડી લાવવાને માટે તેમનાં અનુચરો આખા શહેરમાં ફરતા ફરે છે. તેવામાં અભેસિંહ પટેળની દેવડીએ દાતણ કરવા બેઠોછે ત્યાં પેલા વેહેવારીયાનાં સેવકો આવી ચડ્યા. તેઓએ એને જોઇનેજ પારખ્યો કે આ બત્રીસો છે કે બેધડક પટેલ પાસે જઇને માગણી કરી. "ભાઈ, પટેલ હમારા શેઠનાં વાહાણને અવજોગ નડ્યો છે તેને સારૂ હમને આ પુરૂષ આપ ને એને સાટે તારે જોઇએ તે દામ લે." પટેલે પેલાઓને ધક્કી બંબેરી કાહડ્યા "અરે મુરખો કોઈ પોતાનો પુત્ર વેચતું

હશે?" પેલાઓએ પોતાના શેઠોને જઈ કહ્યું. તેઓ દિવાન પાસે ગયા, જેનું કેહેણુ પણ પટેલે કાંઈ ગણકાર્યું નહીં. પછી કોટવાળને થોડાક માણસો સાથે મોકલ્યો તો કુંભારોએ ભેગા થઈને તેને મારી કાઢ્યો. દિવાને જઈ રાજાને કહ્યું કે "સાહેબ આપણાં શેહેરના નગર શેઠોના વાહાણને બત્રીસાનો ભોગ જોઈએછે તે આપણા કુંભારને ત્યાં એક પરદેશી છે; પણ તેને દામ આપવા કહીએ છિએ તોપણ આપતો નથી ને સામે ટક્કર લેછે. પોતાનો છોકરો હોય, નાત જાતનો હોય, તો એક વાત છે પણ આ તો પરદેશી તેને પણ આપવાને તેઓ હઠ કરેછે એ કેવો જુલમ? ત્યારે શું તેને વાસ્તે નગર શેઠોનું વાહાણ અટકી રહે? ને લાખો રૂપીયાનો માલ રોકાય? રાજાએ કહ્યું કે જાઓ સ્વારો મોકલી પકડાવી મંગાવો. રાજાના સ્વારો કુંભારોની પોળ પાસે આવ્યા. કુંભાર બીના કે રખે હમારા છોકરાને મારી નાંખે તેથી તેને એક કોટડીમાં પુરી લડવા સામા થયા. કોટડીમાં અભેસિંહે વિચાર કર્યો કે આ બીચારા ગરીબ કુંભારો મારે ખાતર માર્યા જાયછે ને હું રજપુત બચ્ચો કાયર કહાઉં? તેવોજ છાપરૂં ફાડી મેદાન પડ્યો એકાએક ધાસી આવી એકનાં હાથમાથી તરવાર ખેંચીને વાડ કાપે તેમ સર્વને કાપી નાંખ્યા. બાકીના તો કાછડી પકડીને નાઠા. રાજાને ખબર થઈ કે તેણે એકદમ કુંભારો ઉપર ૫૦૦ સીગલો મોકલ્યા. તેઓ સાથે કેટલોક વખત સુધી ઢીંગાણું મચ્યું પણ અંતે અભેસિંહને બાંધીને વેહેવારીઆઓને સોંપ્યો. વેહેવારીઆઓ તો લાગલા તેને સમુદ્ર કિનારે લઈ જઈ હરામખોરને એનું શીર છેદવાને બોલાવ્યો. ત્યારે તે બોલ્યો કે વેહેવારીયાઓ તમને તમારૂં વાહાણ ચલાવવા સાથે કામ છે કે મારો જીવ લેવો છે. વેહેવારીયા બોલ્યા કે ના ભાઈ, હમારૂં વાહાણ ચાલ્યું કે અમને કસી ગરજ નથી. અભેસિંહે કહ્યું કે મને છોડો તો હું વાહાણ ચલાવી આપું. વેહેવારીયા બોલ્યા—કે

હા, તને છોડીયે તો હમારોજ કાં આરો? તારૂં શૂરાતન અમે જા-ણતા નથી કે તને છોડીયે?વળી પાંચ પચાશ માણસોના ધડ રખડાવ્યે ત્યારેજ કેની? પેલાએ આગ્રહ કર્યો કે મને શીકોટેલો છોડો તો હું તમારૂં વાહાણ ચલાવી આપીશ. ત્યારે બોલ્યા ભાઈ હવે બચવું નથી. ઇશ્વર સ્મરણ કરવું હોય તો કરી લ્યો, નહીંતો આ ઝટકો પડ્યોજ. અભેસિંહે સોગન ખાધા કે કસો દગો કરૂં તો મને સૂર્ય-નારાયણના સમ, સમુદ્રના સમ, મારા સાત કુળના સમ, એ વિગેરે ઘણાજ અઘરા સોગન લીધા, ત્યારે વેહેવારીયાઓને વિશ્વાશ આ-વ્યો ને તેને છોડ્યો. અભેસિંહ છુટતાંજ સ્નાન કરવાને સમુદ્રમાં ઉતર્યો. પછી સૂર્યનારાયણનું સ્મરણ કરીને પોતાની છેલી આં-ગળી ઉપર ઘા કરી લોહીના ટીપાં વાહાણના મુખડાપર છાંટ્યાં. તેવુંજ વાહાણ સડસડાટ ચાલ્યું. વેહેવારીઆઓએ આ ચમત્કાર જોઇને વિચાર્યું કે આ કોઈ જાદુગર તો ના હોય? ને જાદુથી વાહાણ ઉતારી મધ્ય દરીએ રોકે તો નહીં? માટે એને વાહાણમાં સાથેજ લઇ ચાલો કે જો કંઇ નજરબંધી હશે તો પછી એજ સાહ્યે કરશે. તેથી વેહેવારીઆ બોલ્યા કે ના ભાઈ, હમને તારાપર વિશ્વાસ નથી. માટે તને કાં તો મારવો ને કાં તો હમારી સાથે લઈ જવો. પછી અભેસિંહ તો તેમની સાથે સફરે ચાલ્યો.

સારો વારો હોવાથી વાહાણ સપાટાબંધ ચાલ્યું ને જાવા બંદરે નાંગર્યું. આથી પણ વાણિઆઓએ અભેસિંહને વધારે શકથી જોયો કે એને લીધેજ વાહાણ જલદી ચાલ્યું હશે. જાવામાં વળી બીજું કૌતક થઉ.

જાવાના રાજાને હંસાવળી નામની એક કન્યા હતી. વાહાણ નાંગર્યાં એવામાં કુંવરીએ સ્વયંવર રચ્યો. દેશ દેશના રાજ કુમારો મંડપમાં બીરાજ્યા હતા તેમાં વેહેવારયા પણ જઇને બેઠા. તેઓએ અ ભેસિંહને પછવાડે ઉભો રાખ્યો. હાથિણી ડોલતી ડોલતી આખા મંડપ-

માં કલસ ઢોલવાને ઘુમી પણ જાહાં જાય ત્યાંથી પાછી વળી વેહે-વાસ્યાની પંક્તિ પાસે આવી. ત્યાં વેહેવાસ્યાઓએ માથાં બાહાર કાઢ્યા પણ હાથિણીએ જોઉજ નહીં. ને પછવાડે જ્યાં અભેસિંહ ઉભો છે તેના ઉપર કલસ ઢોલ્યો. વેહેવાસ્યા એકદમ બોલી ઉઠયા—"અરે એ તો નોકર માણસ છે. હાથિણી ભુલી," કહી અભે-સિંહને હાંકી છેક મંડપની બાહેર સો કદમ દૂર કરી આવ્યા. ફરી હાથિણીને શંગારીને રાજકુમારીએ તેને આર્જવ કરી કહ્યું "અહો! ગજીણી માતા! મારે માટે મધુવર સોધી દજો!" હાથિણી ડોળતી ડો-ળતી પાછી આખો મંડપ ફરી પણ કોઇને ભાગ્યવંત ન ગણતાં જ્યા બાહેર અભેસિંહ ઉભો હતો ત્યાં જઇને કલસ ઢોલ્યો. વાણિ-આ વળી બરાડી ઉઠ્યા કે "એ માણસ જાદુગર છે. એણે હમારૂં વાહાણ પણ જાદુથી ચલાવ્યું હતું ને અવશ્ય હાથિણી ઉ-પર કાંઇ નજરબંધી કરીછે, માટે હવે હાથીને શંગારી લાવો ને તે જેના ઉપર કળસ ઢોળે તેને કુવરી વરે." એમ કહી અભેસિંહને છેક ચોટામાં હાંકી મેલ્યો. પછી હાથીને બાહાર કાઢ્યો. હાથી તો તે મંડપ ફરવા બદલે વેગળેથી જ્યાં અભેસિંહ ઉભોછે ત્યાંજ દોડ્યો. તેને આવતો જાઇને અભેસિંહે દોટ મુકી. પણ હાથી રેડતો જઇને તેને સુંઢ વતે ઉઠાવી પીઠ ઉપર બેસાડીને મંડપમાં લાવ્યો. હંસાવળીએ હવે સભામાં કહ્યું કે એજ મારો ધણી! તેણીએ ત-રતજ વરમાળ પોતાને હાથે તેના ગળામાં ઘાલી. ધામધુમથી વિવાહ થયા. રાજકુંવરીએ અભેસિંહને તેની જાત પુછી તો કહ્યું કુંભાર! પણ તેની રીતભાત જોઇને જાણ્યું કે રાજવંશી છેજ. મધરાત્રે તેની સોડમાં પડીને ફરીને કુલ પુછ્યું પણ વાણિઆનો નોકર જાણી હંશાવલીએ નિશ્વાસ મુક્યો!

રાત્રે બંન્ને જવાન નિદ્રાવશ થઇ પ્રભાતે ઉઠતાં એક બીજાને પ્રેમ કરવા લાગ્યાં. અભેસિંહે જોયું કે વાણિઆનો નોકર જાણ્યાં

છતાં પણ હંસાવલી એક શરખો પ્રેમ દેખાડે છે તેથી તેને વધારે તવખાવવાની અગત જોઈ નહીં. પછી તેણે પોતાની તમામ હકીકત અથેતી કહી. સવારપડી તેટલામાં તેનો ખરો હેવાલ રાજા, રાજપુત્રી ને તેની એક માનિતી દાસિ એટલાંએ જાણ્યો, બાકી આખું ગામતો બોલતું રહ્યું કે વાણિયાનો નોકર રાજાનો જમાઈ થયો !

જોધપુરનાં કુંવરવેરે તેની કુંવરી પરણી તેથી જાવાનો રાજા ખુશી થયો ને તેને ગાદીનો વારસ ઠેરવી સઘળો રાજકારભાર સોંપ્યો. રાજમાં અમીસિહના ઇનસાફ ને ભલી ચાલનાં વખાણ થઈ રહ્યાં. ત્રણ વરષ વિતી ગયાં. વેહેવારીઆઓ માલ વેચી રહ્યા ને ઘર સફર માટે વાહાણો પાછા લાદ્યાં. તેઓએ પોતગોતામાં મસલત કરી કે આપણે આપણાં ઘરનો માલ લીધો છે તેની જકાત આપવી પડશે તે જોઈએ અમીસિહ કાંઈક કરતાં મુકી દે તો સારૂં. પછી પાંચ દસ ડાહ્યા જેવાઓએ અમીસિહ પાસે જઈને જકાતની માફી માંગી કે સાહેબ અમથી તમે આ શેહેરમાં આવ્યા તો રાજ પામ્યા. આજ તમે મોટા થયા,ત્યારે ગરીબોને જકાત માફ કરવી જોઈએ. અમીસિંહે માફી આપી, પછી વાતચીત કરીને ઉઠતી વેળા એક ડોસાએ માથું ધુણાવ્યું. અમીસિંહે પુછ્યું" કેમ વણિક માથું ધુણાવ્યું ?"તો કહ્યું-"ના શાહેબ, કાંઈ નહીં, એ તો અમસ્તુ ધુણાવ્યું.""તોપણ કાંઈ કારણ હશે, કહે ભાઈ જે તારા મનમાં હોય તે કહે." ત્યારે વાણિયા બહુ નમ્રતાથી હાથ જોડીને ઉભાઃ-

ધૂતા હોય સલખનાં, વેશિયા હોય સલજ,
ખારાં પાણી નિર્મળાં, એ ત્રણે વાત અકજ.

પછી કહ્યું કે "જો ખરૂ બોલાવો તો હમને તમારાવિશે સોચ ઉત્પન્ન થયો છે. આ પરદેશ છે, પારકા લોક છે, તેમાં તમે એકલા, તેથી કોણ જાણે કોઈક દિવસ શુ બને? હમે બુરા ભલા પણ તમારા દેશનાજ અને અહીં તમારા અંગનું કોઈજ

નહીં તો આપત્તિવેળા સાહે કોની? હમે તો હવે દસ વરસ રહીને ખેપ પાછી માંડીએ ત્યારે આવીશું. તમને રાજ મલ્યું તો શું થઇ ગયું? હમારે ત્યાં પણ તમારા જેવા પરદેશિને ઓચિંતું રાજ મલ્યું છે. જોધપૂરના રાજાનો કુંવર માનસિંહ દેશવટે નિકળેલો હમારી ભાગોળે ફરેલો પેસતાંજ દિવાનોએ તેને ગાદી સોંપી. આજ માનસિંહને ગાદી આપી તો કાલે હમે તમને અપાવીશું. તેથી જો તમે હમારી સાથે આવો તો ભળા ભેગા આવ્યા હતા તેમ સર્વે ભેગા જઇએ.” વનમાંથી વિખોટા પડ્યા પછી અભેસિંહે પોતાના ભાઇનું નામ આ પ્રથમજ સાંભળ્યું. તે ચંદ્રાવતિનો રાજા થયો એટલે માતાની વેણ ફલી. તેથી ભાઇના રાજમાં જવાની તેને ઉત્કંઠા થઇ. પણ તેણે ઠરાવ કર્યો કે ભાઇના રાજમાં રાજાના ટોલ વિના જવું કે જોઇએ ભાઇની પ્રિતિ જેવી હતી તેવીજ છે કે કાંઇ બદલાઇ છે. ભાઇ બોલાવે તો બોલવું, નહિતો દેશવટાને થોડીજ મુદત બાકીછે તે પુરી થતાં બાપની પાસે જવું.

ભાઇના વ્હાલે કરીને અભેસિહને જાવાનું બંદર મેલવાનું મન થઉ. તેણે વેહેવારીઆઓને જણાવ્યું કે વેહેવારયા તમને બોલાઉતો તમારી બધાયની ફેરવણી થશે, (ફેરો પડશે), માટે હુંજ તમારી સાથે આવુંછું ને તમે પાછી ખેપ કરશો, ત્યારે સાથે આવીશ. તમારી સાથે હું પણ વેપારી જેવોજ બની આવુંછું, તેથી મારો કાફલો તૈયાર થાય, ત્યાં સુધી તમારે થોભવું. વાણિયા કબુલ કરીને ચાલ્યા.

વાણિઆઓના ગયા પછી અભેસિહ નજર બાગમાં ઉતર્યો. ત્યાં એક સુંદર તરૂવરની છાંયે પોતાનાં બાપ અને ભાઇના વિજોગથી બેચેનીમાં બેઠો છે. તે આંબાનુ ઝાડ હોવાથી કોયલો તે ઉપર રાગ તાણી ગાય છે, અને પ્રેમમાં ગુલતાન બનીને ખેલવત કરી રહીછે. તે જોઇને તેને હંસાવળીનું સ્મરણ થઉં. તેનો ખરો વ્હાલ આ વેળા તેનાં ચક્ષુમાંજ ચમકેછે. એક બાજુથી ઉદાસીએ કરીને તેનું આખું શરીર મંદ થયું છે, તેમ બીજી બાજુથી

તેના મોં ઉપર પ્રેમની લાલી છવાઇ રહીછે. તેવામાં હંસાવળી હંસા માફક ડોળતી પોતાની માનિતી દાસિ સાથે બાગમાં ફરવા નિકળી છે. તેની ને તેના સ્વામિની દૃષ્ટી એક થઇ. અભેસિંહનાં ઉદાસ ચેહેરાની આકૃતિ તેને કેવળ નવિનજ દેખાઇ. તે તેના બેભાન શરીરને અડકીને પાસે બેઠી. દાસી પોતાની બાઇનો આ ઢંગ જોતાં કોયલના રાગ ઉપર જાણે ધ્યાન આપતી હોય તેમ દૂર થઇ ગઇ. હંસાએ અભેસિંહને પ્રેમ કટાક્ષથી જાગૃત કીધો; ને તે હંસાને ગળે લગાડી તેના પ્રેમનો મદ કરવા લાગ્યો. હંસાએ બાથ ભીડીને પુછ્યું, "સ્વામિ આજ ઉદાસ થઇ વ્યગ્ર કેમ દેખાવોછો?"

અભેસિંહે વ્હાલ આણીને કહ્યું, "પ્રિયા, મને મારા બાપ ને ભાઇનું સ્મરણ થઇછે. હમણાંજ મને ખબર મલી કે મારો ભાઇ ચંદ્રાવતિનો રાજા થયોછે તો તેને હું જઇ મળવા ચાહુંછું. તેના શેહેરમાં હું વેશ પાલટીને રહું અને તે મને ઓળખી ભાઇ ગણી બોલાવશે કે નહિ, તેનુ મને વિમાશણ થાયછે. જો તે મને પ્રિતિથી બોલાવશે તો ઠીક, નહી તો હવે જુજ મુદત બાકી છે એટલે અજમેર જઇને બાપને મળીશ. મારા ભાઇનો મેલાપ કેમ કરવો તેનો મને વિચાર ઉઠયોછે."

હંસાવલી માહાચતૂર હતી. તેણે પોતાના સ્વામિની આસના વાસના કરી કહ્યું "આમાં શી મોટી વાત છે? મારા બાપને હું સાસરવાસો કરવા કહુંછું. પછી આપણે અહીથી ચાલીએ." તે પ્રમાણે હંસાવળીએ તેના બાપને કહી બે વાહાણ તૈયાર કરાવ્યાં. પણ તેમાં કંઇ સિપાઇ સપરા વગર માલ ખજાનો ભરી રાજાએ દીકરી જમાઇને પેલા વાણિઆઓ સાથે વિદાય કર્યાં. હંસાવળી સાથે તેની ફકત એક દાસી હતી. આમ સફરજારી થઇ. ઘણાંક માસ સમુદ્રમાં વહી ગયા એવામાં વણિકોની બુદ્ધિ ફરી. હવે અભેસિંહ પોતાની રાણી ને તેની દાસિ સહીત એક વાહાણમાં છે અને વાણિયાઓનો કાફલો જુદોછે. આઠ દિવસે અભે

સિંહ એક વખત જવેરચંદનાં વાહાણમાં જઈ મલી આવેછે અને વાણિઆ તેની સેવા કરેછે. પછી એક દિવસે વાણિઆઓએ ડાએરો કર્યો ને તેમાં અભેસિંહને બોલાવ્યો. કેસંબો ઘોળિ તેમાં ઝેર નાંખ્યું. અભેસિંહે તો થોડો પીને બંધ રાખ્યું, પણ વાણિઆઓ-એ તેને પરાણે પાયો. પીતાંજ તેનો ડોકનો કાંટો વળી ગયો ને તે મુર્છાગત થઈ પડ્યો. વાણિઆ મનમાંતો હરખ્યા પણ દીલગીરીનો ડોળ ઘાલીને રાણી પાસે ઉચકી લાવ્યા. ને કહ્યું બા જોની શું છે! આજે ડાએરો કર્યો તેમાં હમેતો થોડો પીવા કીધું પણ કહ્યા છતાં ભાઈ આગ્રહ કરી ઘણું પી ગયા તેથી રાજાને અમલ આવ્યો છે, તે ઘડી બે ઘડીમાં ઉતરી જશે. પણ હમે તો વાણિઆ ભાઈ તે વધારે પીધાથી હમારા ચાર માણસતો લોથ પોથ થઈને પડ્યા-છે, તે ઘડી બે ઘડીમાં મરી જશે. એમ કહીને વળ્યા. હંસા ગાભરી થઈને રોવા પીટવા માંડ્યું, પણ દાસી ચંચળાઈથી પાઈ ગઈ, તે બોલી કે વાણિઆનું કાંઈક કાવતરૂં છે. તે હંસાએ સાંભ-લતાંજ રડાપિટ કરી મેલી, પણ દાસી બાહોશીથી બોલી, "બા! આમ રોવોછો શું! પેલી ઝેર ઉતારવાની બુટી આપણી પાસે દા-બડામાં છે, તે કાઢો ને ઘસીને પાઓ કે ઝેર વળશે." આ યાદ આપ્યાથી હંસા બોલી, "તું મારી મોટી બેન છું. તારૂં આવ્યું આજે સાર્થક થઉ. મારીતો ગતિ ભંગ થઈ છે. પણ તુંજ કુંચી લઈને બુટી કાઢી લાવ. પછી તું કહીશ, તેમ કરીશ." દાસીએ બુટી કાઢી ઘસીને પાઈ ને અભેસિંહ સાવધ થયો. તેનું સમૂળું ઝેર ગયું; ત્યારે દાસિ બોલી "રાજા-રાણી, તમે હવેથી મારા કહ્યાસર ચાલો તો આપણે ઉગરીશું, નીકર આ વાણિઆ હવે આપણ ત્રણેને જબ-રીથી મારી નાંખશે. આપણી વારે કોઈ ચઢનાર નથી ને એમને સંગેતો સવાસો સાથીછે." પછી દાસિએ અભેસિંહને એક મોટી પેટીમાં સંતાડ્યો ને કહ્યું કે હું બાહાર કાઢું ત્યારેજ નીકળવું. પો હોરેક રાત વિત્યા પછી એક ગાંસડો કરી પોક મુકીને દરીઆ-

માં નાંખી દીધો. સહવાર પડતાં સર્વેને જણાવ્યું કે રાજા મરી ગયો. બીજે દિવસે વાણિઆઓ ખખરો કરવાને આવ્યા. ત્યારે દાસી બોલી કે વેહેવારીઆ હમારો રાજા મરી ગયો ને હવેતો અમે નિરાધાર થયાં. તમેજ હમારા ધણી ને આ માલમિલકત પણ તમારીજ. એમ કહી નવધાર રોવા માંડ્યું—વાણિઆઓ બોલ્યા,બેન થવાનું હતું તે થઉં: હવે રોવે શું થાય— હમારાં પણ નશીબ ફૂટ્યાં કે રાજા દેવલોક થયા. પછી ઘણુ ઘણુ કહીને ઉઠતીવેળા બોલ્યા કે બાઈ હવે રોવે કાંઈ વળે એમ નથી. હમારા નવા રાજા કુંવારાછે તેમની સાથે પરણાવીશું ને તમને પટરાણી કરીશું. આ બે વાહાણ તમે હમને આપજો, એ તો હમને એક સોપારીનો કટકોજ. ને પછી ઇનામમાં કાંઈ ગામગરાસ પણ તમારી સેવા પેટે અપાવજો. આવા બોલવાથી રાણી ને દાસીની ખાતરી થઈ કે જો અભેસિંહને જીવતો જાણશે તો અવશ્ય મારી નાંખશે. તેથી તે તો રોજ પેટીમાં રેહે ને વખતસર ભોજન આપે તે ખાઈ અંદરજ સુઈ રેહેતો હતો. બાહેરથી પેલી બે કામિનિઓ શોક દેખાડી વાહાણના સઘલા ઉતારૂઓનું પારખું લેતાં રહ્યાં. એમ ઘણાક દિવસ ગયાકેડે શેહેરનો કિનારો આવ્યો. કિનારે પોહોચતાંજ વેહેવારીઆઓએ પાછા રાણી પાસે આવીને માનસિંહને વેરે પરણાવાવનું કહ્યું. ત્યારે દાસી બોલી હમારી રાણી નાનાં બેસમજછે, તેને તમારા રાજા સાથે સ્નેહ કરાવતાં કાંઈક દિવસ થશે—માટે તમે મોહેલા ઉતરો ને તમારા રાજાને સમજાવીને હમને કોઈ અલાએધો મેહેલ અપાવો. ત્યાં મહિના બે મહિનામાં એને સમજાવીશું. તેટલે રાજા પણ હમારી પાસે આવતો જતો થશે ને બંન્નેનો નેણ મેલો થતાં સેજ કામ થઈ જશે. આ વાત વેહેવારીઆઓના ધ્યાનમાં ઉતરી. તેથી માનસિંહ પાસે વહેલા વહેલા જઈ તેને વારતે રાણી લાવ્યાછે તે કહી વધાઈ આપી. પછી દાસિના કેહેવા પ્રમાણે જુદો મેહેલની સોઈ કરાવી, તેમાં દાસી ને હંસાવળીને અસબાબ સા-

યે ઉતાર્યાં. હંસાવળી ને દાસીને બાળપણથીજ બેનપણાં હતાં, તેથી તેઓ હમેશ શરખો શૃગાર સજતાં. દાસી જાતે કુલિન, કુમારીકા ને કાન્તીદાર, તેથી તે હંસાવળી કરતાં કાંઈ ઓછી દીપતી હતી નહીં. જે મેહેલમાં તેઓ ઉતર્યાં છે તેના દરવાજા ઉપર ચોકી છે ને હુકમ લઈ જવા લાવવાને નાંચે બે લુંડીછે, જે રાજાના મેહેલથી આવેલું ખાનું આપવા વેળાસર રાણી પાસે અવેછે. તે શીવાય મેહેલમાં કોઈનો પ્રવેશ થઈ શકતો નથી—આ પ્રમાણે માસ એકની મુદત ગુજરી કે માનસિંહને જાનાની રાજપુત્રી જોવાને મન થયું. નોકર લોકોએ લુંડીને કહ્યું, ને લુંડીએ ઉપર ખબર આપી કે રાજા આવેછે. દિવાનખાનાનાં એક પટમાં પેટી રાખી હતી, કે જ્યારે રાજા સાથે વાત થાય ત્યારે અભેસિંહ પણ સાંભલે. રાજા માનસિંહ દિવાનખાનામાં દાખલ થયો. તેને જોતાંજ બીજો અભેસિંહજ આવી ઉભો હોય એમ લાગ્યું. દિવાનખાનામાં એક સિંહાસન હતું તે ઉપર હંસાવલી બેઠી હતી. માનસિંહ આવ્યો તેવીજ પેલી માનુની જાણે પંખી ઉડીને ઉતર્યું તેમ ઉતરીને દિવાનખાનામાનાં અંદરનાં પટમાં જઈ બેઠી. તેજ વેળાએ દાસી અંદરથી આવીને રાજાની સાંમે ઉભી. તેનું રૂપ અને શિંગાર જોઈ માનસિંહ થોડોવાર ભોળવાયો કે આતો હંસાવલી ના હોય! પછી તેજ મુકરર કરીને સિંહાસનપાસે કનક બાજક ઢાલેલો હતો તે ભણી આંગળી કરી કે તે ઉપર દાસી જઈને બેઠી.

"હે રાજા તું મારી રાણીને વરવા આવ્યો છું તો ઠીક, પણ મારી એક વાત સાંભળીને તું વરશે તો તારૂ કલ્યાણ છે. વાતની વિગતથી એક વખત તું સાવધ થઈને વિવાહ લેવડાવજે. પણ તે પેહલાં મારી બાઈની ખુશી નથી કે તું તેને નજરે પણ જુએ." તેનાં કહા ઉપરથી માનસિંહ શમજ્યો કે આ તો દાસિ છે. તે બોલ્યો, હે દાસિ તારી વાત બોલ, ત્યાર પછી હું મૂહર્ત લેવડાવીશ. દાસિ બોલી આમ વાત થાય નહીં. મારી રાણીની એક શરત છે, તે કબુલીશ

ત્યારે વાત થશે—રાજાએ પુછ્યું શુ? તો કેહેકે "હું વાત કરૂં તેમાં તું કાંઇપણ વચ્ચે બોલે કિવા તારે માથે ખેંચી લે, ત્યારે હું વાત અટકાવિશ ને તું તરત પાછો ફરી જાય. પછી તેજ સરતથી કાલે આરંભીશ." માનસિંહ માનુનિનુ વેણ સાંભળી બોલ્યો કે એવી વાત શું હશે, કે તે હું મારે માથેજ ખેંચી લઇને વચ્ચે બોલીશ. તેથી ઉલટો આતૂર થઇને કહ્યું કે બોલ! બોલ! મારે તારી શરત કબૂલ છે. તોયે દાસિએ ના માન્યું ને વચન માગ્યું. માનસિંહે વચન આપી કહ્યું કે જા "રજપૂત બચ્યાની દુઆઇ છે—ને મારૂં વચન છે, કે તારી વાતમાં હું વચ્ચે બોલું તો તું બંધ કરજે ને વળતી રાત્રે આગળ ચાલજે. વાત પુરી થયા પછીપણ જો તારી રાણી ખુશીથી વરશે તો હું વરીશ. ત્યાં સુધી હું તેનો રક્ષક છું તે વિશે ખાત્રી રાખજે."

પછી દાસિએ શીરૂ કર્યું—હે રાજા હું છેક નાની બાળક હતી, ત્યારે મારી ધાવે મને એક વાત કહી હતી તે કહું છું. કોઇ એક શેહરના રાજાને બે પુત્ર હતા. બંન્ને મહા ચતૂર ને ધર્મિ હતા પણ કર્મ સંજોગે એક દિવસે મ્હેલની બારીયે પણઘટપરથી જતી નગર શેઠના છોકરાની વહુ નજરે પડી તો તેના બેડાં ઉપર નિશાન મારવાનું મોટા ભાઇનું મન થયૂં. નાનાએ બહુ વાર્યો તોપણ તેણે કાંકરીનો ઘા કર્યો ને પછી નાનાએ મીણનાં ગલોલથી તેનું સનંદ પુર્યું. એ વાતની રાજા આગળ ફરીયાદ ગઇ, ત્યારે રાજાએ બંન્ને કુંવરોને દેશવટો આપ્યો ને પ્રતિગ્ના લીધી, કે જ્યાં સુધી કુંવરો શેહેર બાહાર જાય નહીં ત્યાં સુધી કુસુંબા પાણી કરવાં નહી."

આ સાંભળતાંજ માનસિંહના ડોળા ફરવા લાગ્યા. જોકે તેણે પોતાનું મન થોભાવવા ઘણુંય ધાર્યું પણ તરત મોં કાઢીને બોલી ઉઠ્યો, "અરે તે તો હું ને મારો ભાઇ, હમે પોતેજ." દાસિ બોલી, રાજાજી તમે વચ્ચે બોલ્યા, હવે બાકીની વાત કાલે. તે બોલતાંજ

કામિની હાસ્ય ને પ્રેમનાં નખરાંથી રાજાને વદાય કરવા ઉભી થઈ. વચન પ્રમાણે રાજા ચૂપ રહ્યા ને દીલગીર થઈ મોહોલે પધાર્યો.

વળી પ્રભાત થતાંજ તેના મનમાં જાવાની રાજકુંવરી પાસ જવાની તાલાવેલી થઈ, તેમાં દાસિની વાત સાંભળવાની લાગણી ઉમેરાઈ. સાંજ ક્યારે પડે તેની તે એચેનીથી રાહા જોતા રહ્યા. સાંજ પડી ને રાજા રાજ કુંવરીને મોહોલે આવ્યો. દાસિએ સામે આવી આવકાર કર્યો, ને રાજાનો હુકમ થતાંજ આગળ વાત ચલાવી.

"રાજાની વૃદ્ધાવસ્થા હતી એટલે રાજાના મુખથી રાજ કુંવરોને આપેલી સજા તેના પુત્રોને કોઈ કેહેવા જતું નથી. નગર શેઠ ને સઘળું માજણ ગભરાણું કે આ ખોટું થાયછે ને આપણાથી રાજા નાવારશ થયો. તેમ રાજાનો જીવ કુસુંબાવનાં તલપ થઈ રહ્યા છોં જેને ઘડી ઘડીએ કુસુંબો જોઈતો તેને આજ અર્ધ પોહોરનાં સુકવણાં થયાં છે. એક તો મન તલપથી રૂંધાઈ ગયું છે. બીજું, માજનની ઠઠ મચીછે, ત્રીજું, રાજકુળપર અનિતિનુ કલંક ચડ્યું છે, અને ચોથું, રાજનો ઘણી છતાં તેનો હુકમ તેનાં મુખ આગળ ત્યાંનો ત્યાંજ રહેછે, તેથી તે વધારે તલખીને બોલ્યો, "જો કુંવરોને તમે દેશવટે નહીં કાહાડશો તો હું મારે હાથે તેમનાં શીર વાઢીનેજ કુસુંબા પાણી કરીશ."

આવખતે માનસિંહની આંખમાં નીર ચમકી રહ્યાં હતાં. તેનાં મોં ઉપરની લાલી ઘડી ઘડીએ છવાઈ જતી હતી, તોપણ ધીરજથી તે વાત સાંભળતો હતો. દાસી તેના દેખાવથી ચેતી કે એને ભીતર લાહે લાગીછે, તોપણ તેના અખાડા કરીને વાત ચલાવેછે કે—

"કુમારોને આ વખત મેહેલમાં સેવકો કનક બાજઠ ઉપર આંગોળ કરાવતા હતા, તેવામાં દરબારના બે હજુરીઆ દાખલ થયા. રાજકુંવરોને કાંઈ ખબર નથી તેથી હસીને પુછ્યું, "કેમ! આજે કાંઈ બાપા વેહેલા બોલાવેછે?" આ નિર્દોશ વાણીથી પેલાઓના

નેત્રમાંથી ધારા છુટી. પણ ધીરથી બોલ્યા કે "રાજાએ તમને બાર વરસનો દેશવટો દીધો છે!" વધું બોલાયું નહીં તેમ થોભાયુંએ નહીં. નાનો ચપલ તેથી ચેત્યો, મોટો રાજ્યનો વારશ માટે સદા વધારે સુખ ચેનનો ભોક્તા હતો, તેથી તેને વાર લાગી, પણ અંતે બન્ને માને મળી ચાળી નિકળ્યા. બાપના રાજની સીમા વટાવી તેઓ એક અઘોર વનમાં સાંજસમે ઘોડેથી ઉતર્યા. ત્યાં એક સરોવર હતું, તેને કિનારે એક પાસ અંબાજી ને બીજી પાસ મહિશાસૂરનું સ્થાનક હતું. નાનો સરોવરમાંથી પાણી લેવા ગયો ત્યારે તેને પાણી પીતાં લાલ અક્ષરો વાંચ્યા કે માનવીએ આ જંગળમાં રેહેવું નહીં, ને તળાવનું પાણી પીવું નહીં, નહીં તો તે મહા કષ્ટ પામશે. નાહનાએ પાણી પાયેલું, વળી ત્યાં ઉતરેલો, તે આ અગમચેતીથી શોકાતૂર થયો. પણ વિચાર્યું કે હું મરીશ તો મરીશ, પણ હવે મારા ભાઈને બચાઊં, ફરી માતાની વાત કહી, ત્યાંથી નિકળી જવાને ભાઈને કહ્યું. પણ મોટાએ રાઢ લીધી, તેથી બન્યો ત્યાં વારા ફરતી ચોકી કરતા સુતા."

અંબાજી ને મહીશાસૂરનું મંદીર તથા સરોવરનું પાણી, એટલાં વાણાં સાંભળતાંજ માનસિંહથી રેહેવાયું નહિ. તે બોલ્યો "અરે, હવે તો ખરેજ, તે બન્ને હું ને મારો ભાઈ." દાસિએ ઝટ વાત બંધ કરી. રાજાએ ઘણો આગ્રહ કર્યો પણ તે એકની બે થઈ નહીં ને રાજા પાછો ફર્યો.

ત્રીજી સાંજરે માનસિંહ આવ્યો ને દાસીએ વાત ચલાવીઃ—

"વડો ભાઈ સુતો ત્યારે નાનો હાથમાં શસ્ત્ર લઈને ચોકી કરતો બેઠો. મધ્ય રાત્રે અંબાજી ને મહિશાસુરી ફરવાને નિસર્યાં. તેમણે નાનો કેમ ઉગરે તે જુક્તિની વાત કહી બતાવી. તે મુજબ વનનો મણિધર તળાવની પાળે મણી મુકીને ચારો ઢુંઢવા ગયો કે નાહના ભાઈએ તેને મારી મણી લઈ મોટો ભાઈ ન જાણે તેમ તેની પાઘડીમાં મેલ્યો. મણીનાં પરાક્રમથી મોટો ભાઈ સમુદ્ર ઉતરી ગયો ને

ચંદ્રાવતીનું રાજ પામ્યો. પછી નાહનો ભાઈ સુતો ને મોટો ચોકી કરવા બેરતાં તે નિદ્રાવશ થયો, તેવામાં નાગણીએ આવીને નાહનાને ડંખ્યો. તે જાગી જુએછે તો મોટો ભાઈ સુઈ ગયોછે. પછી તેનું સબ નહિ બોલવાની લાગીવતે ભાઈને આણ લખીને તે મરી ગયો."

એટલે માનસિંહ બોલી ઉઠ્યો—"અરે, હુંજ અભાગ્યો કે મારી આંખ્યો લાગી, ને મારો ભાઈ મુઓ. એણે મારી ચોકી જાગૃત રહીને કરી પણ હુંજ કૃતઘ્ન તે સુઈ ગયો. એનું સબ વનમાં મેલી મને ચાલી જવાની એણે આણ આપી—હું વનનાં પશૂ પક્ષિ કરતાંય એની નજરમાં ઉતર્યો!" એટલું બોલી ચોધારા કલ્પાંત કર્યું. તે જોઈ દાસિ બોલી "રાજા તું ફોકટનો શોક કરેછે. તારો ભાઈ કોણ ને તું કોણ? હું તો કાંઈ જાણતીયે નથી. મેં પ્રથમથીજ કહ્યું છે કે એ તો મારી ધાવની વાત છે, ત્યાં તું કયાં ગળે પડેછે? તારો ભાઈ તું કહે છે કે મરી ગયો; પણ હું જેની વાત કરૂં છું તે તો સજીવન થયો."

માનસિંહ તર્ત બોલ્યો—"હે દાસી! શું મારો ભાઈ સજીવન થયો કે? તેમ હોય તો ઝટ કહે ને તું કહીશ તે આપીશ. તું કહે તો મારૂં આ રાજ આપી દઊં ને તું કહે તો મારી પટરાણી કરૂં, જો તું મને એકવાર મારો ભાઈ દેખાડે તો."

દાસી બોલી—"રાજા તું આકળો થયો છું. હું તો તારા ભાઈને ઓળખતી નથી. પણ જો તું મને વરવાનું વચન આપીશ તો હું જે વાત કરૂં છું તે પૂરી કરીશ." રાજાએ તર્ત કહ્યું—લે, આ મારૂ વચન! ત્યારે દાસી બોલી, "રાજા વચન તું આજ આપે છે, પણ કાલે આપવાનો નથી. આજ તું બાવરો બની ગયોછું. પણ વાત આગલ સાંભળીને જો તું કાલે તારૂં વચન આપીશ, તોજ ખરૂં માનીશ. આજ તો હવે કબુલત મુજબ પાછો જા." માનસિંહને આતૂરતા તો બહુજ લાગીછે, પણ શું કરે? વચનથી બંધાયલો છે તેથી ત્યાં થકી

ચાલી નિકલ્યો. પણ તેનાં તો રાત ને દિવશ અશુભાકારીમાં ગયાં.

ચોથી સાંજરે રાજા પાછો આવ્યો ને વાત આગલ ચાલીઃ—

"ત્યાં ત્રીજે દિવસે લાખા વણઝારાની પોઠ આવતાં તેની કુંવારી કન્યાએ સબનુ મોં જોઈ તેથી તેની પાછળ બળવા ગઈ. તેવામાં એક વૃદ્ધ આંધલો બ્રાહ્મણ આવ્યો તેણે તેનું ઝેર ઉતારી સજીવન કર્યો. વણઝારાની સતિ કન્યાએ વરવા માગ્યું ને પેલા બ્રાહ્મણે લગ્ન કરાવ્યાં. સતિએ સત ચઢાવીને જોયું તો રાજકુમારે માતાના તળાવનું પાણી પીધું તેથી તેને માથે હજી ત્રણ ઘાત બાકી છે, તેથી તેને ચેતવ્યો. ત્યારે કુમારે છોકરીને તેના બાપ સાથે જવાને કહ્યું ને પોતે પોતાના ઘોડાપર સ્વાર થઈને વનમાંથી ચાલી નિકળ્યો. ચાલતો ચાલતો તે ચંદ્રાવતી શેહેરમાં પોહોંચ્યો, પણ રાત પડી હતી તેથી ભાગોળેજ ઉતારો લીધો. ચોકીઆતોએ તે પૂરનિદ્રાવશ થયો ત્યારે તેને મારી નાંખી તેને ખાડમાં નાખી આવ્યા. (સાંભળતાંજ માનસિંહનું હૈયું ભરાઈ આવ્યું.) બીજે દિવસે કુંભાર માટી ખોદવા આવ્યો તે પોતાને ઘેર લઈ ગયો ને તેને મલમપટા કરી સાજો કર્યો. પછી તેને પોતાનો પૂત્ર કરી રાખ્યો. પણ શેહેરના નગરશેઠોએ વાહાણ બંધાવ્યું, તેને અવજોગ નડ્યો તે ઉતારવાને બત્રીશાનો ભોગ જોઈતો તે પેલાને કુંભાર જાણીને લેવા આવ્યા. કુંભારે બે વખત મારી કાઢ્યા. ત્યારે રાજાએ તેને પકડી આપવા પાંચસો મુગલો મોકલ્યા. ઘણા મુગલો મરાયા પણ અંતે તેઓએ કુમારને પકડી બાંધીને આપ્યો, ને વાણિઆ લાગલા સમુદ્રકાંઠે તેને ભોગ આપવા લઈ ચાલ્યા."

હવે માનસિંહ છાતી કુટ રડ્યો કે તેનો ભાઈ ભોગ થયો. "અરે એ તો મારો ચંચળ ભાઈ જેણે મારો પ્રાણ ઉગાર્યો, તેનો મેંજ નીચપણે ભોગ કરાવ્યો." દાસિ બોલી રાજા, તમે શોકાતૂર નાથઓ. આ વાત જુદીજ છે ને તમે ખોટી રીતે સાથે ખેંચી લ્યોછો. માનસિંહ તો બાવરો થઈ ગયો—માથેથી નવઘરૂં પછાડી,

"અરે મારા ભાઈ, તું તારા ભાઇને આંગણે ને તેને હાથેનોજ ભોગ થયો! હે દાસિ—તું મને કહે, મારો ભાઇ પાછો ઉગર્યો કે નહીં? આ મારૂં વચન લે—હું તને મારી પટરાણી કરીશ; તું મને એક વખત મારો ભાઈ ક્યાં છે તે કહે." દાસિ બોલી, "રાજ તમે ખાલી ગળે પડોછો. હવે તો કાલે આવજો, નહીં તો વચન હારશો. તેથી રાજા લાચાર થઈ પાછો મ્હોલે ગયો.

પાંચમી સાંજરે દાસીએ વાત આગલ ચલાવી કે—

"જ્યારે હરામખોરે કુંવરના શીરપર તરવાર ઉગામી, ત્યારે તેને આર્જવ કરી વાણિઆઓને કહ્યું કે તમે મને મારશો નહીં. હું તમારૂં વાહાણ ચલાવી આપું. તેણે પછી પોતાની છેલી આંગળી કાપી વાહાણના મુખરાપર લોહી છાંટ્યું કે વાહાણ સડસડાટ ચાલ્યું. વાણિઆઓએ વિચાર્યું કે આકાંઈ નજરબંધી જણાય છે, તેથી તેણે સાથે લેઈ ગયા. ઇશ્વરનું કરવું છેતો વાહાણ ઘણે સારે અવશરે જાવાના બંદરે નાગર્યું. થોડા દિવસમાં જાવાની રાજ પુત્રીએ સ્વયંવર રચ્યો, ત્યાં હાથિણીએ પેલા કુમાર ઉપર બે વેળા કલસ ઢોળ્યા. પણ વાણિઆએ મારી કાઢ્યો કે આ તો હમારો નોકર ને જાદુગર છે, તેથી તેણે હાથણીને ભમાવી હશે. પછી હાથીને શંગારીને લાવ્યા, તો હાથી તેની પાછળ રેલતો જઈ તેને પીઠપર બેસાડીને મંડપમાં લાવી મુક્યો. જાવાની રાજકુમારીએ તેને તરતજ વરમાળ આરોપી. લગ્ન પછી ત્રણ વર્ષ સુધી રાજપાટ ચલાવી સુખચેનમાં દિવસ ગુજાર્યા."

માનસિંહ પાછો હર્ષમાં બોલી ઉઠ્યો, "મારા ભાઇને વૈભવ મળ્યો કે? આ મારા ભાઇ માટેનાં હર્ષમાંજ તું જે વચન માગે તે આપુછું. બોલ, તું રાજ માગતી હઉ તો તને રાજ આપુ—રાણી થવા માગતી હઉ તો રાણી કરીને થાપું, પણ કહે મારાં ભાઈ ભોજાઇ સુખમાં છે કે? રાજા રાણીનાં સુખ ભોગમાં કાંઇ ન્યુનતા નથી કે?"

માંહેથી અભેસિંહ ને હંસાવલી આ સાંભળીને હરખેછે કે ભાઈનો ખરો વ્હાલ હજી રહ્યાઇ છે. પણ દાસિએ પોતાની દૃઢતા છોડી નહીં ને બોલી "હે રાજ—તમે ઘડીકમાં હરખાવો છો ને ઘડીકમાં રોવોછો—વાત કોની હમે ધાવથી સાંભલી હશે ને તમે તમારો ભાઈજ શમજોછો! ભાઈ થતો હોય તો ભલે. તને આપણે કાલે ભેટીશું." માનસિંહ બોલ્યો "શું મારો ભાઈ તારી કને છે કે? મને દેખાડ, તેને છાતીએ વલગાડી મારા કોડ પુરા કરૂ. વેહેલી થા. તારા લગન પણ ત્યાંજ લેવડાઉ, પણ મને મારો ભાઈ ભેટાડ. તું ઘણી હઠીલી ને વજર દીસની છે." દાસિ બોલી, "રાજા, હવેતો જે હોય તે કાલ રાત્રે. તમે ફરી વચે બોલ્યા એટલે હું વાત બંધ કરૂંછું, નહિતો વચન હારશો. રાજા ચાલી નિકલ્યો.

છઠી સાંજરે દાસી બોલીઃ "મારી ધાવ કહેતી કે વણિક જાતિ સ્વાર્થિ ને નીચ છે, તેનો વિસ્વાશ કદી કરવો નહીં વાણિયો—

સ્થાનક બેઠો સિંહ, હોય વનમાં તો હરણું,
સ્વારથ આગલ શિયાળ, તપ્ર આગલ તો તરણું;
ભોજન કામે ભીમ, મૈથુન શ્વાન સરીખો,
બળિઆ આગલ બહેરો બને, તોલ ડાહપણ તે તણુઃ

સર્વ ભરેછે પેટ, વણિક ભરેછે વાંસો,
જર મુકવા કો જાય, પાછુ લેવાનો સાંસો.
હિંગ મરિચ ને લૂણ, માંહિ જરવાલી નાખે,
સગાં સબંધી સર્વ, હેત કોનું નવ રાખે.

સેવો નિરદય નીચ, સેવો વસવાઇયા વાટૂ,
સેવો કોઈ અકરમિ, ખાત્રપાડુ કે ખાટૂ;
સેવો ભાંડ ભવાઈ, સેવજો જાચક જોગી,
સેવો વરણ અવરણ, સેવજો ભીક્ષા ભોગી;

સેવજો કાછિયા માછિયા, મર ગોલા કે ઢાણિયા,
સામલ કહે અર્થ સરે નહિ, વખાણિ સેવ્યે વાણિયા.

હવે વાણિઆઓ જાવામાં પોતાનો માલ વેચી રહ્યા પછી ઘરની સફર માટે તયારી કરી. પોતાને ઘરનો માલ ભરી તેની જકાત માફ કરાવવા માટે કુમાર પાસે ગયા. ત્યાં બોલ્યા હમારા રાજમાં એક પરદેશીને ઓચિંતુ રાજ મલ્યું છે. તે નવા રાજાનું નામ લેતાં કુમાર ચેત્યો કે એ તો મારો ભાઈ ને મેં જે એની પાઘડીમાં મણી મેલ્યો તે એને ફલ્યો. તેથી ભાઈને મલવાની આશાએ શાથે શફરે નિકલ્યો. તેની સાથે તેની રાણી ને વિરવાસું દાસિ હતી. થોડા માસ ભેલી શફર કર્‍યા પછી વાણિયાઓની દૃષ્ટિ પલટી, તેથી રાજાને કસુંબા પીવા બોલાવીને ઝેર આપ્યું ને સાજને સમે તેની લોથ રાણી પાસે લાવ્યા. રાણી તો ગાભરી બની ગઈ પણ દાસીએ બુદ્ધિથી ઝેર ઉતારી તેને મોટી પેટીમાં બંધ કરી રાખ્યો. ને રાત્રે વિશે એક ગાંસડો બાંધી દરયામાં નાંખી દઈને રાજા મરી ગયો કરી પોક મુકી. વાણિયા આવીને રાણીને શમજાવ્યાં કે હમારો નવો રાજા કુવારો છે તે વેરે તમને પરણાવીશુ. તમે હમને આ વાહાણો આપી દેજો ને રાજા હમને બે ગામ આપશે.

માનસિંહ તર્ત વચ્ચે બોલ્યો—"શું એ ચંડાળો મારા ભાઈને આટલું કષ્ટ કર્‍યા પછી મને તેની બાયડી શાથે પરણાવવાના હતા કે? અરે નાના ભાઈની વહુને હું વરત એ કેવું પાતક! અરે આ ઘડીએ એમનાં આખાં કુળનું નિકંદન કાઢી નાખું. નહિ તો મારા માતપિતાને મે લજવ્યાં. મને કહે મારા ભાઈની રાણી ક્યાંછે ને મારા ભાઈને તેં ક્યાં સંતાડ્યો છે. હે દાસિ તૂં ચતુર શિરોમણ છે—તારાથીજ હવે મારૂ જીવતર છે. આજથી તુજ

નટરાણી, મારાં અર્ધ રાજની ધણી તુજ; મને મારાં ભાઇ જાઇ દેખાડચ."

રાજા તમે વળી વચ્ચે બોલ્યા પણ આ વખત હુ વચન હારૂછુ ને તમને વાત પૂરી નિવેદન કરૂછુ. વાણિઆઓએ રાણીને જે કહ્યુ તે દાસિએ તેની તરફથી કબુલ કર્યુ. પણ માંગી લીધુંકે ચંદ્રાવતી પોહચે રાજાને કહીને હમને જુદો મ્હેલ અપાવજો. ત્યાં માસ છ માસ રહી રાણીને સમજાવીને હમે પરાવશું. રાજાએ અલાયો મ્હેલ સુંપ્યો તેમાં અસબાબ ભેગી કુવરને સાંતેલી પેટી ઉતારી. (માનસિંહ અહીંતહીં ટી સારૂ જુએછે) તેટલામાં દાસિ બોલી હવે રાજા ચેતજો—વડો ભાઇ તે માનસિંહ ને નાનો ભાઇ તે— અભેસિંહ આવ્યા!" એટલુ કહેતાં વારજ અભેસિંહ પેટીમાંથી ફલંગ મારી બાર આવી ઉભો કે માનસિંહે તર્ત તખ્ત ઉપરથી ઉતરી ભાઇને પગે પડ્યો—"ભાઇ મને માફ કરજો!" અભેસિંહે તરત માનસિંહ ઉંચકી લઇને તેની કોટે વલગી પડ્યો. એવામાં હંસાવલી બાહેર આવી પોતાની દાસી પાસે જઇ બોલી "બેન! તારી ચતુરાઇએ અવધી કરી. ખરે મારા કરતાં મોહોટપને તો તુંજ લાયક છું!"

માનસિંહે દાસિને વાહાલથી પોતાની રાણી કરી. બીજે દિવસે વાણિઆઓને બોલાવી તેમનાં ઘરબાર લૂંટી લેઇને દેશપાર કાઢી મેલ્યા ને દરવાણોને દેહાંત દંડ કર્યો. પછી થોડાક મહિને સિપાઇઓ દોડતા આવ્યા કે કોઇ મોટી સૈન્યા આપણા કિલ્લાપર ધસી આવેછે. તેની ગિર્દથી સૂર્યપણ ઢંકાયો છે. શેહરમાં તાલીયારોડ થઇ રહી છે. આ વાતસાંભળી તરત માનસિંહ ને અભેસિંહ હથિઆરબંધ થતાંજ પોતાની ફોજ સાથે ભાગોળ બાહાર આવી ઉભા. ત્યાંથી અભેસિંહે ખબર કાઢવા માટે પોતાનો ઘોડો સેના સામે મારી મેલ્યો.

આ સેન, લાખો વણઝારો લાખ્ખા વણજાર સાથે આવતો

હતો, તેનું હતું. અભેસિંહતો ઘોડો મારતો તેના સ્વારો પેઠો. કેટલાકોએ ઓળખી લાખાને તેની જાણ કરી. તેવા તેની દીકરીનો મેનો નજદીક આવ્યો ને દાસિઓ બોલી, બાઇ માનો ના માનો, તમારા રાજા ઘોડાપર આવેછે. રાણીએ બારણાં ઉઘાડી જોતાંજ ઓળખ્યો ને તર્ત તેને મળી-લાખો પણ અભેસિંહને મળ્યો. ચંદ્રાવતીના લશ્કરને સંદેશો પોહચાડ્યો કે કોઇ શત્રુ નથી પણ મિત્ર છે. અભેસિંહ પોતાની પ્રેમદાને મેનામાં બેસાડી ઘોડો ખેડતો આવે છે, તેવામાં સામે પારથી બાજી ગિર્દ ઉડી. વળી ફોજ આકુળ વ્યાકુળ થઇ ગઇ. અભેસિંહ મેનો છોડીને ભાઇ તરફ આવ્યો તો બાઇ ગિર્દમાં આગલથીજ ઘોડો મારી ગયેલો, તેથી ભાગોળ પાસે ભાઇની જગા સાચવીને તે ઉભો.

માનસિંહ જેવો સેનમાં દાખલ થયો કે સામે હાથિણી ઉપરની અંબારીમાં તેને દૂરથી એક અપછરા રૂપ દેખાયું પણ નજદીક જતાં હાથણી બેઠી. ને પેલું રૂપ તેને આલીંગણ કરી પડ્યું. લશ્કારમાં પડગામના અવાજ થયા. આ આપણા માનસિંહની લાલણ રાણી ધૂની નગરથી તેની શોધ કરતી આવીછે. આવેળા ચંદ્રવતીમાં એક ઓચ્છ થઇ રહ્યો. બે લાખ તો પરોણા ઉતર્યા છે. માનસિંહની દરબાર નવિન જોદ્ધા ને દરબારીઓથી ભરાઇછે. તેવામાં એક ગંજાવર કદનો જોદ્ધો કચેરી વચ્ચે લાખોટા નાંખીને હજુરમાં ઉભો. તેને જોધપુરના બન્ને કુમારોએ ઓળખી માનથી બોલાવ્યો. દીવાને લાખોટો વાંચ્યાથી ચંદ્રાવતીના દરબારીઓને પેહેલી વારજ રાજ કુમારોની તોખમની જાણ થઇ. પછી વૃદ્ધ દિવાનને કારભાર સોંપીને બંન્ને કુમારો હાલ મચેલા સઘળા મહીમાસાથે પોતાના બાપના તેડાવ્યાથી જોધપૂર ગયા. જોધપુરની સઘળી રૈયત ભેગી થઇને રાજકુમારો શેહેરમ દાખલ થયા ત્યારે તેમને મોતીથી વધાવી લીધા.

---